# ચુનીલાલ ઘેલાભાઈ શાહ

(સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના સંસ્થાપક)

નું

# જીવન વૃત્તાંત.

"It is not by grand meetings, fine speeches and much excitement that any thing great is done. No, it is by hard work, working in quiet, working under a sense of God's presence everywhere." Livingstone

લેખક – શ્રીજરત્નલાલ જમનાદાસ અડ્ડ બી એ એસ ટી ના

પ્રકાશક – એ શાહના વિદ્યાર્થીઓએ ઉભા કરેલા "સી જી શાહ મેમોરીઅલ ફંડ"ની કમીટી તરફથી –

વી સી જાદવ.

કે. વી. હોરા

કિંમત રૂ. ૦-૧૨-૦ (વિદ્યાર્થી માટે રૂ. ૦-૯-૦)

સુરત લીમડાચોકમાં આવેલા ધી "સુંદર" પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. વીઠુલદાસ કીકાભાઈએ છાપ્યું

# નિવેદન

સ્વ ચુનીલાલ ઘેલાભાઇ શાહ એક ... વિદ્યાર્થીઓની ભાવના ગુજરાતને આગણે રોપાઇ પણ ન હતી, તે વખતના ગુજરાતનો નિષ્કામ આત્મભોગ ગજ સરખો સ્વાર્થત્યાગ હોય, પણ ત્હેમા જાણે મોટી જીત મેળવી હોય એવા ડિંડિમ બજાવનાર જમાનો આવ્યો તે પહેલા એટલે સને ૧૯૧૮મા શાહ સ્વર્ગસ્થ થયા ગુરુના અમર આત્માને ચિરસ્થાયી પુષ્પ પાખડી અર્પવાના હેતુથી ત્હેમના શિષ્યોએ એક ભડોળ એકઠુ કરી ત્હેની વ્યવસ્થા એક કમીટીને સોપી

નિવાપાજલિમા શુ ભેટ ધરવુ ત્હેનો હમે વિચાર કરતા હતા તેવામા અણધારી જ ખબર પડી કે સ્વ શાહના એક શિષ્ય અને પાછળથી એમની જ સસ્થામા જોડાઇ સ્વ ની સાથે ગાઢ પરિચયનો લાભ પ્રાપ્ત કરનાર રા અક્કડ તેમનુ જીવન લખે છે જોત જોતામા તો જણાયુ કે શાહનુ જીવન છપાઇ ચુકયુ છે એટલે ઉચ્ચ કેળવણી આપવાના આશયને જીવન પર્યંત પાળવામા ફકીર બનનાર, પ્રાણ આપનારના અવશેષ ઉપર આના કરતા બીજો રૂડો કીર્તિસ્તભ શો હોય એમ ધારી રા અક્કડને વિનતિ કરીને સદરહુ જીવનવૃત્તાત પ્રસિદ્ધ કરવાનુ કમીટીએ માથે લઇ લીધુ આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે રા અક્કડને વિનતિ કરવામા હમારો પૂર્ણ હક હતો, એટલે ત્હેમનો ઉપકાર માનવાનો લોકાચાર નહિ પાળીએ તો ચાલશે

હવે હમે સ્વ શાહના જીવનની રૂપરેખા આદર્શરૂપ થાય તે માટે ત્હેમના શિષ્યોના હૃદય મદિરે, અને પનોતા પુત્રને માતા કદી ન વિસારે પાડે તેથી ગુજરાતના ચરણે ધરીએ છીએ ગરવી ગુજરાતના નવજીવનની ઇમારત રચવાના ભીષ્મ કાર્યમા, સપૂર્ણ નિષ્કામ બુદ્ધિથી, ઇશ્વર પર અડગ શ્રદ્ધા રાખી, પોતાનુ કાર્ય આગળ ધપાવી, એ ચાર સ્તભ ઊભા કરનાર આ વિરલ આત્માને સભારી આ પુસ્તક શાહના શિષ્યો તેમજ આખુ ગુજરાત પ્રેમથી વધાવી લે એજ વિજ્ઞપ્તિ

સુરત તા ૫-૧૨-૨૪ }
વડાવન છોટાલાલ જાદવ
કરસનરામ વીરસુખરામ હોરા.
સ્વ શાહના વિદ્યાર્થીઓએ ઉભા કરેલા સ્મારક ફડ કમિટીના માનદ મત્રિઓ

---

તા. ક — આ પુસ્તકની ઉપજમાથી ખર્ચ બાદ જતા જે બાકી રહેશે તે ઉપલા સ્મારક ફડમા જમા કરવામા આવશે

# અગ્રલેખ.



એક મહાન જીવનના આ નાનકડા પુસ્તકનો અગ્રલેખ લખવાની રા બ્રિજરત્ન અક્કડે મને સૂચના કરી તે માટે હુ તેમનો અત:કરણ પૂર્વક આભાર માનુ છુ કારણ કે, નથી હુ એક સાક્ષર કે નથી એક પરિચિત લેખક કે નથી તે માટે મારી બીજી કાંઇ વિશેષ લાયકાત આવો અગ્રલેખ લખવાનો આ મારો પહેલોજ પ્રયાસ છે

પરંતુ એવા જીવનચરિત્રના બોધપાઠો હાલના વિદ્યાર્થીઓ—ભવિષ્યના શહેરીઓ—ના મન ઉપર ઠસાય—શહેરના માત્ર અધો ડઝનજ શાહ માસ્તર' પેદા થાય તો "સુરતની સુરત' જોત જોતામા બદલાય તેથીજ હુ સાહસ કરવા લલચાયો છુ પ્રભુ મને તેમા ફતેહ આપે!

**अर्थं साधयामि वा देहं पातयामि** એ સૂત્ર મી શાહના શરીરની રગેરગમા પસરી રહેલુ હતુ, નહીં તો આવા નાજુક નિર્બળ સુકલકડા શરીરમા એક સરખા વહેતા વીજળીના પ્રવાહ જેવી અખુટ અથાક કામ કરવાની શક્તિ ક્યાથી સભવે?

ગરીબ માબાપને ઘેર જન્મી, કોઇપણ ધનાઢ્ય મિત્રોની સાહાય્ય વિના, જ્યારે એક વાર તેના મનમા દૃઢ નિશ્ચય થયો કે ખાનગી સાહસે પણ ગરીબ અને મધ્યમ વર્ગના છોકરાને ઓછે ખરચે સારી માધ્યમિક કેળવણી આપવા એક આદર્શ હાઇસ્કૂલ ચલાવી શકાય કે તરતજ

તે વિચાર અમલમા મૂકવા પોતાના જેવા ઉત્સાહી સાથીઓ સાથે મી શાહ બહાર પડયા ૧૮૮૮મા 'ધી ઇંગ્લીશ સ્કૂલ સુરત' કાઢી "ઢીંગલી સ્કૂલ" તરીકે લોકો તેની હાસી કરવા લાગ્યા, છતા લોકોની હાસીને નહી ગણકારતા પહેલા વર્ષમા પોતાને સ્કૂલની વાર્ષિક આમદાની કંઇ ન હતી તથા બીજા વર્ષમા રૂા ૭૦ થી વધારે નહી હોવા છતાં સરકારી ગ્રાન્ટ લીધા વિના તે સ્કૂલ ચલાવી ૧૯૧૨મા જ્યારે તેમણે 'સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી' સ્થાપવાની વાત શરુ કરી ત્યા સુધીમા 'ઢીંગલી સ્કુલ ને સુરતની બલ્કે ઇલાકાની એક આદર્શ સ્કૂલની ખ્યાતિએ સાર્વજનિક હાઇસ્કૂલના ઉપનામથી પહોચાડી

સાર્વજનિક સ્કૂલને એક આદર્શ સ્કૂલને સ્થાને પહો ચાડી કે તરતજ પોતે નડામહેનને ઉછેરી મોટી કરેલી આ સસ્થા પોતાના અવસાનથી પડી ભાગે નહી તે માટે જે સસ્થામા પોતે એકલા સ્વતત્ર યથેચ્છ કાયવાહક હતા તે સસ્થા સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીને સોપી દઈ તેમા શાહ સેક્રેટરી તરીકે બીજાના હુકમો અમલમા મૂકતા થયા એવુ વાત્સલ્ય ઘણા વિરલાજ પુરૂષોમા હશે

હાઇસ્કૂલ જ્યારે સાર્વજનિક સોસાયટીને સોપવાનો વિચાર થયો ત્યારે હાઇસ્કૂલની લાયબ્રેરી, ડેડસ્ટોક લેબો-રેટરી એપરેટસ વિગેરેની કીંમત આશરે રૂા ૧૦૦૦૦) હતી કંઇપણ બદલા વગર સોસાયટીને તે ટ્રાન્સફર કરવાનો જ્યારે શાહે વિચાર કર્યો ત્યારે, જો તેઓનુ તરત અકાળ મરણ થાય તો છોકરા ભૂખે મરે એવી લગભગ આર્થિક

સ્થિતિ હતી છતા એક પાઇ પણ લેવા ની શાહ સાહેબે ના પાડી, વળી જ્યારે આ લખનાર છોકરા માટે રૂા ૫૦૦૦)ની લાઇફ પોલિસી સ્વીકારવા ફરજ પાડી ત્યારે ના તો કહેવાઇ નહી, પરંતુ જે મફત આપી દેવા નિશ્ચય કરેલો તેને માટે કાઇ પણ બદલો તેનાથી પોતાને માટે કે પોતાના વહાલા બચ્ચાને માટે પણ કેમ સ્વીકારાય એ સિદ્ધાંતવાળા શાહ મરણ પહેલા વસીયતનામુ કરી એ રૂા ૫૦૦૦) સાર્વજનિક હાઇસ્કુલના મેટ્રિક્યુલેશનમા સૌથી ઉંચે નબરે પસાર થઇ સાર્વજનિક કોલેજમા દાખલ થનાર વિદ્યાર્થીને જો સોસાયટીને યોગ્ય લાગે તો પોતાના બાપના નામથી સ્કૉલરશીપ આપવા ભલામણ કરી ગયા!! મને સોસાયટીના ઋણમાથી મુક્ત કરો તમારા રૂપિયાની તમે વ્યવસ્થા કરો મારુ નામ પણ નહી જોઇએ પરંતુ જો મારી સૂચના માનો તો એ રૂપિયાની સ્કોલરશીપ મારી પ્રાણપ્રિય શાળાનો સર્વોત્તમ વિદ્યાર્થી જે મારી કોલેજમા દાખલ થાય તેને આપજો આનુ નામ તે સ્વાર્થત્યાગ ને ખરેખરુ વાત્સલ્ય પ્રભુ, સોસાયટીના બધા વોલંટિયરોમા એ સ્વાર્થત્યાગ અને એ વાત્સલ્ય મૂકો એજ યાચના

અર્થ સાધનામા શાહ માસ્તર હમેશ સફળ હતા તેના કારણો દરેક શિષ્યને જાણવા અને અનુકરણ કરવા જોગ છે એમનુ મનોબળ અદ્વિતીય હતુ, ગંભીર બીમારીમા જ્યારે માત્ર છાશ ઉપરજ જીવન ચાલતુ હોય ત્યારે પણ એમનુ મનોબળ એટલુ જબરૂ હતુ કે શરીરની અસ્વસ્થતા કે નિર્બળતા તેમા અંતરાય કરી શકતા નહિ કામ હાથ

ઉપર લીધા પછી તેમા વખતસર નિયમિતપણે તે પૂરૂ થાય ત્યા સુધી તેની પાછળ મડયા રહેવુ એ તેમના વિશિષ્ટ લક્ષણો હતા જીવલેણ છેલ્લી બીમારી પહેલા તેમણે આરામ લેવા સારૂ ત્રણ મહિનાની સ્કૂલમાથી રજા લીધી હતી તે વખતે પણ આડુ અવળુ થાય તો શુ થાય એ ભયે પોતાનુ કામ બરાબર સમેટ્યા વિના જવાનો ખ્યાલ પણ એમનાથી સહન નહોતો થતો સોસાયટીના, મૈયત મિત્રની વિધવાના, કે સતતિના ને સગાવહાલાના, અનેકના હિસાબો તેમની પાસે હતા, તે તમામ છેલ્લી તારીખ સુધી પૂરા કરી, બાકી હાથ ઉપર શિલક કેટલી છે તે કાઢી તે શિલક જુદી કોથળીમા હિસાબ પ્રમાણે શાહે મૂકી તે પોતાના છેલ્લા વીલ તથા સ્વહસ્તે લખેલા જીવનચરિત્ર સાથે મૂકી મોડી રાતે સૂતા ને ભયકર બિમારીએ હલ્લો કીધો તેમાથી ઉઠયાજ નહી આ લેખક સાથે પણ વાત કરવાનો પ્રસગ રહ્યો નહી પરતુ તેમના મરણ બાદ જ્યારે કેશબોક્સ ઉઘાડી કાગળો ઉઘાડી તપાસ્યા તો જણાયુ કે, મોત આવવાનુ છે એમ સમજીજ ગયા હોય તેમ તેમણે એવુ સુવ્યવસ્થિત ગોઠવી મૂક્યુ હતુ કે તેમનાથી બોલાયુ નહીં તેથી વધારે મુઝાવાનુ કોઇને કઇ કારણ રહ્યુ નહિ

આટલા બધાના નાણાની વ્યવસ્થા તેમને માથે કેમ પડી હતી તેનો જવાબ દેતા કાઇ વિચાર કરવો પડે એમ નથી પોતાના નાણા જેટલીજ બલ્કે વધારે કાળજી તેમને બીજાના નાણા માટે હતી સોસાયટીના નાણા પણ એવીજ સભાળથી ખરચતા પોતાના શરીરને ગમે તેટલી તકલીફ કે

અગવડ પડે તોપણ પોતાના શારીરિક આરામને માટે કે પોતાના શરીરને શ્રમ ન પડે તે માટે સોસાયટીના ચાર પાંચ આના ગાડી ભાડામાં ખરચતા પણ એમને કંઠે પ્રાણ આવતો. મુરતમાં ઘેરેઘેર નાણાં ભેગાં કરવા જતા ત્યારે પણ જો એ એકલા ગયા હોય તો ચાલતાજ ગએલા.

શિષ્યોની બાબતમાં પણ તેઓ એક ચુસ્ત Disciplinarian હતા છતાં તેમના તરફ તેમનો પ્રેમ અનહદ હતો. દરેક વિદ્યાર્થીને બનતા સુધી નામથીજ ઓળખતા ને તેઓને ધંધા રોજગારમાં નાખવા પોતાથી બનતી મદદ આપતા.

આવા એક આદર્શ શિક્ષકનું જીવનચરિત્ર તેમના એક શિષ્યને હાથે લખાઈ પ્રસિદ્ધ થાય તેની સાથે કોઈ પણ કારણથી મારૂં નામ જોડાય તે હું મારૂં સદ્‌ભાગ્ય સમજું છું. તેથીજ મેં રા. અક્કડની સૂચના સ્વીકારી આ અગ્રલેખ લખવાનું સાહસ કર્યું છે. તેના દોષો વાચકવૃંદ ક્ષમા કરશે એવી યાચના છે.

નાનપુરા રોડ<br>
સુરત<br>
તા૦ ૩૦-૬-૨૮

ચુનીલાલ માણેકલાલ ગાંધી

# પૂર્વાલાપ.

વજ્રથીએ ઘણા ગાઢા, ફૂલથી પણ જે મૃદુ,
લોકોત્તર મહાત્માના જાણી લે કોણ ચિત્તને ?
મ૦ ન૦ દ્વિવેદી

સતત પરિવર્તન પામતા સસારમા પ્રત્યેક મૃતપુરુષ પુનર્જન્મ પામે છે, પણ સસારમા જન્મ લઇ તે જન્મને સફલ કરનાર મહાપુરુષો વિરલ હોય છે પોતાનુ કે પોતાના કુટુબનુ પરિપોષણ કરી પોતાને કૃતકૃત્ય માનનાર હજારો પુરુષો આ પૃથ્વીતલ ઉપર મળી આવશે, પણ પરહિતાર્થ જીવનવહન આદરનાર જગદુપકારક પુરુષો આગળીને વેઢે ગણી શકાય એટલીજ સખ્યામા જન્મે છે, અને એવા ઉત્તમ પુરુષો જે આચરે છે તેનુ અનુકરણ સામાન્ય જનો કરે છે સુખદુખમા મનની એક સરખી સ્થિરતા સાચવી આરભેલા કાર્યનો આદિથી અત સુધી ઉત્તમ અને સપૂર્ણ નિર્વાહ કરવાનો આગ્રહ રાખી, પોતાના વિશાલ અને પ્રેમપૂર્ણ હૃદયમા સમસ્ત જગતને કુટુબનુ સ્થાન આપી તેની સેવામા જીવિત અર્પણ કરી, કેવળ સ્વાવલબી રહી ઐહિક અને પારલૌકિક કલ્યાણ ઉભય સમાન રીતે સાધી, પોતાના જીવ્યામા અનેકને જીવાડી, અતમા જગત અને ઈશ્વરના એક સરખા પ્રીતિપાત્ર બની, પોતાના અમર કૃત્યોનો સુવાસ પાશ્ચાત્ય જનોના અનુકરણ માટે દૃષ્ટાતરૂપ મૂકી જનાર મહાનુભાવ સજ્જનો ઉપરજ લોકસ્થિતિ અવલબીને રહે છે મહાનુભાવતાની આવી ભવ્ય કોટિમા વિરાજવાનુ ભાગ્ય

નકે કાઇન સહજ પ્રાપ્ત થતુ નથી છતા એ આદર્શને પ્રાપ્ત કરવાનો ન્યૂનાધિક પ્રયાસ પણ બહુ કલ્યાણપ્રદ છે એ વાત નિશક છે

પુરાણના, કવિતાના, નાટકના અને નવલકથાના ગ્રંથો કરતા જીવનચરિતના ગ્રથો પ્રજાને વધારે લાભદાયી નીવડવાનો સભવ છે પુરાણ કવિતા, નાટક અને નવલકથામા કલ્પના, અદ્‌ભૂતતા અને પ્રસગે અવાસ્તવિકતા પણ મોટા પ્રમાણમા ભળેલા હોય છે, પણ જીવનચરિત્રો જનસ્વભાવનો તા શ ઇતિહાસ છે અને તેથી મનુષ્યના પ્રત્યક્ષ સસાર સાથે તેઓ નિકટ સબધ ધરાવે છે અનુકરણ, એ જ્ઞાન અને ચારિત્રપ્રાપ્તિનો મુખ્ય માર્ગ છે પ્રજાને પ્રત્યક્ષ બનેલા જે જે પ્રસગો સત્ય અને શકય લાગે છે તે તે પ્રસગોજ બુદ્ધિદ્વારા પ્રજાના હૃદયમા અકિત થાય છે અને પ્રજાનુ ચારિત્ર ઘડવા સમર્થ બને છે આથી અર્ધસત્ય કે કલ્પિત કથાઓ કરતા યોગ્ય અધિકાર ધરાવનાર લેખકોને હાથે સુદર જીવનચરિતો વધારે ને વધારે લખાય અને તે પ્રચાર પામે એ બહુ ઇચ્છવાયોગ્ય છે

પ્રસ્તુત જીવનચરિતના વિષય સદ્‌ગત રા શાહને આખુ સુરત શહેર—અને હવે તો સુરત સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના આદ્યસ્થાપક તરીકે સમસ્ત ગુજરાત—સારી રીતે પિછાને છે. વળી આ નાના પુસ્તકના નાના ઉપોદ્‌ઘાત રૂપ લખાતા આ લઘુલેખમા રા સદ્‌ગત શાહના આકર્ષક ગુણોના એક સામાન્ય ઉલ્લેખ ઉપરાત કાઇ વિશેષ ચર્ચા કરવી એ અસ્થાને છે તેથી આ સ્થળે તો એટલુજ કહેવુ

ઉચિત છે કે કાર્યદક્ષતા, કર્તવ્યપરાયણતા, નિસ્વાર્થ આત્મભોગ, સરલતા, નિષ્પક્ષપાત ન્યાયબુદ્ધિ, નિયમ અને વ્યવસ્થાનું દૃઢ પરિપાલન, ધૈર્યવૃત્તિ, પ્રસન્નતા, આદર્શનિષ્ઠા અને સેવાપરાયણતાની એક ચિરસ્થાયિની અને પ્રચંડ પ્રભા સદ્‌ગત રા. શાહ પોતાની પાછળ મૂકી ગયા છે.

આ ઉત્તમ ગુણોનું સ્મરણ ગુજરાત ચિરકાળ જાળવી રાખે એ શુભ હેતુથી તેમના શિષ્ય અને તેમની સાથે નિકટ સંબંધ ધરાવનાર આ જીવનચરિતના પ્રયોજક રા. અક્કડે જે સફલ પ્રયત્ન આદર્યો છે તે ખરેખર સ્તુતિપાત્ર છે.

પ્રસ્તુત પુસ્તકના વિષય રા. શાહે કલ્યાણમય જીવનપથ આદર્યો હતો એવી પ્રતીતિ વાચકના હૃદયમાં ઉત્પન્ન કરી તે દૃઢ કરવામાંજ આ જીવનવૃતાન્તની તથા તેના કુશળ લેખકની સફલતા સમાયલી છે.

અંતમાં પરમેશ્વરને પ્રાર્થના એટલીજ કે સદ્‌ગત રા. શાહ જેવા પુરુષોની કૃતિઓ ગુજરાતની ઉન્નતિની સાધનામાં અધિકાધિક માર્ગદર્શક બનો, કારણ કે

'                for ages beyond our ken
The light they leave behind them lies
Upon the paths of men."

"મનુષ્યોનો જીવનપથ ઉજાળવા જે પ્રભા પોતાની પાછળ મહાપુરુષો મૂકી જાય છે તે આપણી દૃષ્ટિસીમાની પાર અનેક યુગ સુધી વ્યાપ્ત થઇ રહે છે."

૧૦મી ઑગસ્ટ ૧૯૨૪ } **ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ**
હેડમાસ્તર, ટી એન્ડ ટી વી
સાર્વજનિક હાઈસ્કુલ—**સુરત.**

# પ્રસ્તાવના

"ઉત્તમ જીવનચરિતોની અસર એટલી બધી થાય છે કે આપણા દેશમા પુરાણના મહાત્માઓ કે દેવતાઓના ચરિતના વર્ણનથી કે રામકથાના રસથી, કે મહાભારતના સર્વરૂપ ઉપદેશથી, જેમ અનેક મહાપુરૂષો અને સન્નારીઓના ચરિત ઘડાએલા છે તેમ યુરોપ આદિ દેશોમા પણ બાઇબલથી ઉતરતે દરજ્જે પ્લુટાર્કનો લખેલો જીવનચરિત માલાનો ગ્રંથ અનેકાનેકના ચરિતનો જીવાતુભૂત થઇ પડેલો છે પરંતુ આવા ઉતમ ચરિત સમજવાથી ઉત્તમ અસર થાય તે માટે જીવનચરિત લખવાની પદ્ધતિમા સમૂલ ફેરફાર થવાની આવશ્યકતા છે. વર્ણ્યના ગુણમાત્રનેજ બહાર લાવી અવગુણો ઉપર ઢાંકપીછોડો કરવાની જ્યા ઇચ્છા હોય અથવા મૂલે ગુણ હોયજ નહિ, છતા પણ ગુણ ઉપજાવી કાઢી ખુશામદ કે ભાટાઈ કરવાની ક્ષુદ્ર બુદ્ધિ હોય ત્યા જીવનચરિત સારા લખી શકાય નહિ ડા જોન્સન કહે છે કે વર્ણ્યવીરોને દેવતા તુલ્ય બનાવવાથી ઉલટી હાનિ થાય છે, કેમકે તેમને આપણા પોતા જેવા જાણવાથી તેમનુ અનુકરણ કરવાની આપણને જે ઇચ્છા થાય તે ભાગી પડે છે, અને એવા જીવનચરિતથી ઉત્તેજનને બદલે માત્ર નિરાશા પેદા થાય છે આ વાત ખરી છે, કેમકે ગમે તેવો મ્હોટો મનુષ્ય, પણ છે તો મનુષ્યજ એટલે તેના મનુષ્યત્વના અંશોને ઢાંકી કેવલ દૈવી અંશોનેજ બહાર લાવવા એ વાસ્તવિક જીવનચરિત ન ગણાય મનુષ્યના આચાર વિચાર ને તે પણ છેક નાનામા નાના, અને નજીવામા નજીવા,

તેમજ તેની આકૃતિ, ગતિ, આદિ સર્વ બહુ બારિકાઈથી આપવા જોઈએ, તેના ગુણ તેમ તેના દોષ યથાર્થ હોય તેવા બતાવવા જોઈએ જીવનચરિત્રદ્વારા મનુષ્ય સ્વરૂપ અને તેને અંગે ઘડાતુ તેના મનબંધોનુ સ્વરૂપ એના નિયમનો અભ્યાસ કરી તે દ્વારા ઉચ્ચતા ગ્રહવાનો એજ ઉત્તમોત્તમ માર્ગ છે શરીરની એકાદ ખોડમાથી કે સ્વભાવના એકાદ વલણથી આખા જીવિત ઉપર, અને તે જીવિતને તે દ્વારા થયેલા વેગથકી આખા દેશ કે આખી પૃથ્વિ ઉપર, બહુ વિલક્ષણ અસરો પેદા થયેલી છે, ને થાય છે એવી સર્વ વાતનો જેમા સમાસ થતો હોય તેજ તાદૃશ જીવનચરિત્ર ગણાય બાકી ટાપટીપથી શણગારેલા નાટકના પુતળા જેવા હાલના જીવનચરિત્રો જો કે એક ઘડીભર આપણને આનંદ આપે છે, તોપણ આપણે અંતરથી એમ જાણીએ છીએ કે અંદરથી તો ધાગા અને ફુચાનાજ તે બનેલા છે એટલે તેવા ચરિત્રોના નાયક ઉપર કે તેમના નિરૂપક ઉપર આપણને માન કે ભક્તિને સ્થાને તિરસ્કાર કે ઉપહાસજ થાય છે ' **ચારિત્ર**–મણીલાલ નભુભાઈ દ્વિવેદી.

જીવનચરિત્રોનુ વાચન સરખામણીમા કેટલેક અંશે શુષ્ક હોય છે નવલકથા અથવા નાટકમા વાર્તાને લીધે જે રસ ઉત્પન્ન થાય તેનો જીવનચરિત્રોમા અભાવ હોય છે તેથી સાધારણ વાચક વર્ગને આવા પુસ્તકો વાચવાનો શોખ નથી હોતો હિંદુસ્તાનમા કેળવાયલો વર્ગ બીજા દેશોની સરખામણીમા ઘણો ઓછો છે, તેથી આ પ્રકારના

સાહિત્ય પ્રત્યે વાચક વર્ગની ઉદાસીનતા અહીં સ્પષ્ટ રીતે માલમ પડી આવે છે આ મુખ્ય કારણને લીધે ગુજરાતી સાહિત્યમાં ઉત્તમ જીવનચરિત્રો જોઈએ તેટલાં માલમ પડતાં નથી

અત્યાર પહેલાં સ્વ ચુનીલાલ ઘેલાભાઈ શાહનું જીવન વૃત્તાંત લખવાનો પ્રયાસ શ્રી સુરતી દશા પોરવાડ જ્ઞાતિના હિતમાં આગળ પડતો ભાગ લેનાર રા મંગળદાસ ઇચ્છારામ મહેતાએ કર્યો છે અને તેમણે લખેલું વૃત્તાંત સદરહુ જ્ઞાતિના રૂપક મહોત્સવ (Silver Jubilee) ને અંગે પ્રગટ થયલા 'પોરવાડ' નામના પુસ્તકમાં છપાયલું છે આ પુસ્તક અમુક જ્ઞાતિને લગતું હોવાથી જાહેર પ્રજાને તેનો જોઈએ તેવો લાભ ન મળે એ સ્વાભાવિક છે રા મંગળદાસની કસાયલી કલમે મરહુમના ગુણોનું દિગ્દર્શન તો સારી રીતે કરાવ્યું છે, પણ તેઓએ મરહુમના જીવન વૃત્તાંતની મુખ્ય બાબતો પરજ લક્ષ આપ્યું છે, એ ભૂલી જવું ન જોઈએ

સ્વ ચુનીલાલ ધનાઢ્ય ન હતા વિદ્યાપીઠની ઉચ્ચ ઉપાધિઓ મેળવવાને ભાગ્યશાળી નહોતા થયા, સભાઓ ગજાવી શકે, એવી ઉચ્ચ વક્તૃત્વ શક્તિ એમનામાં ન હતી તેમ છતાં સેવાધર્મની ઉચ્ચ ભાવનાઓથી પ્રેરાઈ સાર્વજનિક હાઈસ્કૂલને સારા પાયાપર મૂકી શક્યા, સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરી અને સુરતમાં કોલેજ જેવી સંસ્થાને હસ્તીમાં લાવવા સહાયભૂત થયા

આવી પ્રભાવશાળી વ્યક્તિના અવસાનને લગભગ છ વર્ષ થઈ ગયાં તેમ છતાં હજુ સુધી તેમનું જીવન ચરિત્ર સુરત અને ગુજરાતની પ્રજા સમક્ષ મૂકાયું નથી, એ

અફસોસની વાત છે અને માટે કોની ભૂલ કાઢવી, અથવા કોને ઠપકાને પાત્ર ગણવા એ વિષે ઉહાપોહ કરવો એ અસ્થાને છે ફક્ત એટલુજ કહેવુ બસ છે કે સદ્ગતનુ જીવન ચરિત્રની ખોટ પૂરી પાડવી એજ આ લેખકનો ઉદ્દેશ છે

પ્રોફેસર મેક્સમ્યુલર જેવા પ્રખર વિદ્વાન કહે છે – 'As a rule I believe no one knows so well the defects of his book as the author himself' તેમ આ નાનકડા પુસ્તકમા રહેલી ખામીઓ વિષે જેટલુ હુ જાણુ છુ તેટલુ બીજો કોઈ જાણતો નહિ હોય મરહુમના સ્નેહી અને મિત્ર મડળમાથી કોઈએ આ કામ હાથપર લીધુ હોત તો તેઓ સ્વર્ગસ્થના જીવનચરિત્ર પર વધારે અજવાળુ પાડી શકત અને એમના જીવનનો 'સદેશ' સારી રીતે સમજાવી શકત આવા પ્રયાસને અભાવે આ લખનારે આ કાર્ય આદર્યુ છે

હુ સ્વ શાહને પોતાના વડીલ બધુ તરીકે ગણતો તેમનો પ્રિય શિષ્ય હતો, અને પાછળથી, તેમણે સ્થાપેલી સસ્થામા જોડાયો તેથી મ્હને મરહુમ સાથે નાનપણથીજ ગાઢો સબધ હતો એટલે આ કાર્ય હાથપર લેવામા મ્હે કોઈ પણ જાતની ધૃષ્ટતા કરી હોય એમ તો નજ ગણાય, વળી જે સસ્થા સ્થાપવામા સ્વ શાહે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો, તેજ સસ્થાના નમ્ર સેવક તરીકે, સસ્થાના સ્થાપકનુ જીવનવૃત્તાત પ્રજા સમક્ષ મુકવુ, એ મ્હારી ફરજ છે અને તે અદા કરવામા આ પ્રયાસ સહાયભૂત થશે એમ સમજી આ કાર્ય હાથપર લીધુ છે

આ જીવનચરિતમા એક બે જગ્યાએ સ્વ ચુનીલાલના દોષનુ નિરૂપણ કરેલુ છે, તે કદાચ કેટલાકને અયોગ્ય લાગે, તેમ છતા રા માણીલાલ નભુભાઇએ ઉપર કહ્યુ છે તેમ વર્ણ્ય-વીરોના ગુણમાત્રનુજ દિગ્દર્શન કરાવ્યાથી હાનિ થાય છે તે અભિપ્રાયમા સત્ય માલમ પડવાથી તેમજ ખામીઓ દર્શાવવામા આવે તો તેઓનુ યથાસ્થિત વર્ણન રજુ થાય તે હેતુથી મરહુમની યાદ આવેલી ખામીઓની નોધ લેવામા આવી છે

વળી આ જીવનવૃત્તાતમા સાર્વજનિક હાઇસ્કુલના ઇતિહાસને ઘણુજ પ્રાધાન્ય અપાયલુ છે અને તેથી "આ તો તમે સ્કુલનો ઇતિહાસ લખ્યો" એમ જો વાચક આરોપ મુકે તો તેના જવાબમા એટલુજ કહેવાનુ કે સ્વ શાહ અને સાર્વજનિક હાઇસ્કુલ એ જુદા નથી ઘણા સમય સુધી 'શાહ માસ્તર'ની સ્કુલ તરીકેજ એ સસ્થા પ્રખ્યાત હતી ટુકાણમા શાહ અને સ્કુલનુ તાદાત્મ્ય હતુ

જીવનચરિતના વૃત્તાતને આલેખવાનુ કાર્ય, એક રીતે એક સામાન્ય નવલકથાની રચનાના કાર્ય કરતા કાઇક વધારે કઠિન છે સત્યાસત્યની સખ્ત મર્યાદા નવલકથાકાર જેટલી સ્હેલાઇથી ઓળગી શકે તેટલી સ્હેલાઇથી જીવન વૃત્તાતનો લેખક તે ઓળગી શકતો નથી તેથી જીવન વૃતાત નવલ-કથા કરતા કાઇક ઓછા રસિક નીવડે છે અને તેથી ઓછા વચાય છે સત્યાસત્યની વિષમ કસોટીમાથી પાર ઉતરવા માટે, જેનુ જીવનચરિત હોય તે પુરૂષના સમાગમમા આવેલા ઘણા પુરૂષોના જ્ઞાનની સહાય જીવન વૃત્તાતના લેખકને લેવી

પડે છે આ અમૂલ્ય સહાય મને રા મોતિગામ મણિરાકર ભટ્ટ આદિ સ્નેહીઓ તરફથી મળી છે

રા મોતિગામ લગભગ ત્રણ દાયકાથી સાર્વજનિક હાઇસ્કુલની સેવા કરી રહ્યા છે આથી રા શાહ સાથેના એમના અંગત પરિચય માટે તથા ગ શાહ સબધેની એમની માહિતી માટે કશી શકા રહી શકે નહિ ઇ સ ૧૮૯૮નુ વર્ષ સાર્વજનિક હાઇસ્કૂલ માટે બારીક હતુ તે વખતે કેવા મુશ્કેલીભર્યા સંજોગોમા ગ શાહને રા મોતિગામની પ્રાપ્તિ થઇ હતી એ જાણીતુ છે

પોતે જૂના વખતના મેટ્રિક એટલે મૂળથીજ જ્ઞાન સંગીન, અને પછી તેમા ભળ્યો અનુભવ એમના નિજ ભાષા જ્ઞાન અને સ્મરણ શક્તિ સબધે અહીં એટલુજ કહેવુ બસ થશે કે જેઓ એમને પિછાને છે તેઓ એમને હેતથી અને માનથી, Walking Encyclopœdia અથવા "Ready Referee" એવા ઉપનામોથી સબોધે છે

આવા પુરુષ પાસે ગ શાહના જીવન વૃત્તાત માટે સહાય માગતા તે સહાય તેમણે આનદથી આપી એટલુજ નહિ, પણ જે શ્રમ મ્હારે પ્રસ્તુત પુસ્તકને પૂરૂ કરવામા એકલે હાથે ઉઠાવવો પડત તે શ્રમ પણ એમણે ઘણો ઓછો કરી નાખ્યો આ સ્થળે એમનો ઉપકાર માનવો હુ ભૂલુ તો કૃતઘ્ન ગણાઉ ગ મોતીગામની અણમૂલી સહાય વગર પ્રસ્તુત પુસ્તક ઘણે અશે ઉણપવાળુ રહી જાત

આ નાનકડા જીવનવૃત્ત માટે 'અગ્રલેખ' લખનાર રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી, 'પૂર્વાલાપ' લખી પુસ્તકના મહત્વમાં વૃદ્ધિ કરનાર રા. ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ, પ્રુફ સુધારી જોડણી, વિગેરેને લગતી અગત્યની સૂચના કરનાર પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી તથા રા. શાહના ગાઢા સંબંધમાં આવનાર રા. જેકીશનદાસ વેપારી વિગેરે સર્વનો હું આ સ્થળે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

સ્વ. શાહના જીવન સંબંધી આ પુસ્તકમાં આપેલી વિગતો ઉપરાંત કોઈ બીજી બાબતો કોઈ સજ્જનોની જાણમાં હોય તે હમને સૂચના કરશે તો આભાર સહિત તેનો સ્વીકાર કરવામાં આવશે અને દ્વિતિય આવૃત્તિમાં તેનો સમાવેશ કરવામાં આવશે.

સાર્વજનિક હાઈસ્કૂલ હોસ્ટેલ,<br>
તા. ૭-૧૦-૨૪<br>
દશેરા સં. ૧૯૮૦,

**વ્રીજરત્નલાલ જમનાદાસ**<br>
**અક્કડ**



# પ્રકરણ પહેલું.

---

## (૧૮૬૬ થી ૧૮૮૮.)

**विघ्नै' पुन पुन प्रतिहन्यमाना प्रारब्धमुत्तमजना
न परित्यजन्ति ।**

**' देह पातयामि वार्थसाधयामि ' ।**

" મારો એક વિદ્યાર્થી નામે દેસાઇ ઘણો ગરીબ છે માટે એને **તે કહે તે મુજબ તમારાથી બનતી મદદ કરશો.** તે તમારા ઓળખાણ પીછાણમા કાઇ ઠેકાણે પડે એવુ થાય તો કરશો તેમજ tuition મળી શકે તો તે અપાવજો પરીક્ષામા જાય તો પાસ થાય તેવો છે પણ ગરીબાઇને લીધે અભ્યાસ છોડી દેવો પડયો છે માટે તમારાથી બનતી મદદ એને કરશો '

' અસલથી તમે મારે માટે ફીકર રાખતા આવ્યા છો અને એ સબધી સલાહ આપતા આવ્યા છો એ સબધી સલાહ મને રૂચતી આવી નથી અને દલગીર છુ કે હજીપણ રૂચતી આવતી નથી સ્કુલની બાબતમા મને ગાડો થયલો ગણો કે બેવકુફ ગણો, હઠીલો ગણો પણ તે સલાહ મને રૂચતી આવતી નથી **સ્કુલ મારી જીદગી લેશે તો સ્કુલને મારી જીંદગી અર્પણ કરવાનો મેં ઠરાવ કીધો છે** હુ તેને માટે જરા પણ દીલગીર થનાર નથી દુનીયામા જેટલા આવ્યા છે તેટલા જનાર છે તો મોતથી બીવાનુ શુ છે ? તમે તો મારા તરફની અત કરણ

પૂર્વકની લાગણીથી લખો છો, પણ મારી જગ્યાએ તમે હોત તો શુ કરત તે વિચારવાનુ છે અલબત બધા માણસોની લાગણીઓ એકસરખી હોતી નથી મારી લાગણી એ સબધમા કાઇક વિચિત્ર છે ખરી, પણ તેનો કાઇ ઇલાજ નથી મારી પૈસા સબધી સ્થિતિનો મોટો વિચાર કરવાનો છે અને તેનેજ લીધે મારે જરા ખેચાવુ પડે છે, પણ તેટલા માટે **ફરીને ખસી જવુ એ મારો સ્વભાવ નથી** બે ચાર માણસો એક સારા કામને તોડી પાડવા નીકળ્યા તો તેથી શુ ડરી જવુ અને તેમના દુષ્ટ હેતુમા તેમને ફાવી જવા દેવા? હવે તો જ્યારે તેઓ મેદાન પડયા છે ત્યારે આપણે પણ મેદાન પડવુ જોઇએ અને આપણે કામથી બતાવી આપવુ જોઇએ કે ખરેખરા આશ્રયને કોણ લાયક છે **એટલુ તો યાદ રાખજો કે આખરે સત્યનોજ જય થનાર છે. હુંતો એકનિષ્ઠાથી પ્રમાણિકપણે કામ કરૂ છુ, અને પરમેશ્વર મને આખરે સહાય થશે એવી ખાત્રી છે.**

“ નાણાની જરા મુશ્કેલી છે ખરી, પણ હાલતો શેઠ ડાહ્યાભાઇએ આવતા ડીસેબર સુધી મદદ આપવાને કબુલ્યુ છે તે જો જારી રહેશે તો કાઇ અડચણ નથી જો મારે કદી પણ એમાથી છૂટા થવુ પડશે તો મારી મરજી વિરુદ્ધજ તેમ થશે અને તે કરવુ પડશે તો મારી નાણા સબધી સ્થિતિને લીધેજ કરવુ પડશે બીજા કોઇ કારણથી તો હુ તે પગલુ લેનાર નથી જ્યા સુધી તે અડચણ દૂર થઇ શકશે ત્યા સુધી તો મારી જીદગી પર્યંત તે છોડનાર

**નથી પણ આટલું પણ યાદ રાખજો કે મારે કમ-નસીબે તેમ મારે કરવુંજ પડશે—અગર જો હું નથી ધારતો કે પરમેશ્વર મારા ઉપર રૂઠીને તેમ કરવાની ફરજ પાડે—તો તે દિવસથી સુરત સાથનો મારો સંબંધ છૂટેલો સમજવો** અને તે દિવસથી સુરતમા હુ પગ મૂકુ એવી તમારે આશા રાખવી નહિ ” “ મારે મુઝાવાની કાંઇ જરૂર નથી ”

સને ૧૮૯૮મા જ્યારે તેમના એક મદદનીશે સુરતમા બીજી સ્કૂલ કાઢી ત્યારે રા ચુનીલાલને ખરેખરા કટોકટીના સમયમાથી પસાર થવુ પડ્યુ, એમ આપણે આગળ જોઇશુ તે સમયે એમના એક પરમ સ્નેહી બાળમિત્રે એમના પ એક પત્ર લખી સ્કૂલનો વ્યવસાય છોડી દેવા સલાહ આપી હતી તેના જવાબમા ગ શાહે જે પત્ર લખ્યો તેમ થી ઉપરના ફકરાઓ લીધેલા છે

આ એકનિષ્ઠા અને કાર્યપરાયણતાવાળા વીરનો જન્મ સુરતમા તા પમી મે ૧૮૬૬, સવત ૧૯૨૨ના વેશાખ વદ પને રોજ થયો હતો એમના પિતાશ્રીનુ નામ ઘેલાભાઇ હતુ તેઓ સરકારી માધ્યમિકશાળામા શિક્ષકનુ કામ કરતા હતા અને તેઓની આર્થિક સ્થિતિ સામાન્ય પ્રકારની હતી તેઓ શ્રીમત ન હતા તેમજ નિર્ધન પણ ન હતા તેમને બે પુત્ર તથા ચાર પુત્રીઓ મળી છ સતાન હતા, જેમા સૌથી વડીલ શ્રીમતી કુલકોરબેન હતા ત્યાર પછી ઘેલાભાઇના જ્યેષ્ઠ પુત્ર રા ચદુલાલનો જન્મ થયો અને ત્યાર પછી રા ચુનીલાલ અવતર્યા એમનો મોસાળ પક્ષ રાદેરમા શાહુકારી ખેડુત વર્ગનો હતો

એમના પિતાશ્રીને નોકરીને અંગે ઘણો સમય બહાર ગામ વ્યતીત કરવો પડયો હતો તેમા પણ મોટો ભાગ તેઓએ ગોધરામા ગાળ્યો પોતાના પિતાની સાથે રા ચુનીલાલને પણ દેશ પરદેશ રખડવુ પડતુ તેથી નાની ઉમરમા એમને સારો અનુભવ મળેલો નાનપણમા એમનો અભ્યાસ પરગામ થયેલો અને ગુજરાતી કેળવણી ગોધરામા લીધેલી પરતુ માધ્યમિક કેળવણી એમણે સુરતમા પ્રાપ્ત કરી ' મહેનતુ અને ખતીલા હોવાથી વર્ગમા ઉચો નબર ગણતા અને શિક્ષકોનો પ્રેમ આકર્ષી લેતા સરકારી હાઇ-સ્કુલના તે વખતના હેડમાસ્તર સ્વ ઉત્તમરામ નરભેરામનો એમના ઉપર વિશેષ પ્રેમ હતો દરેક વર્ગમા સ્કોલરશીપ મેળવતા હોવાથી તેમનો કેળવણીનો ખર્ચ એમના પિતાને ભારે પડતો નહિ મેટ્રીક્યુલેશન પરીક્ષા પસાર કરી સ્વ જેકીશનદાસ અફુવાળા સાથે વડોદરે જઇ ત્યાની આર્ટ્સ કોલેજમા એમણે અભ્યાસ કરવા માડયો ' એમના સહાધ્યાયીઓમા રા અફુવાળા ઉપરાત સ્વ મગનલાલ મથુરાદાસ, સ્વ બ્રીજમોહનદાસ ત્રીભુવનદાસ વેપારી તથા રા જમીયતરામ. પમાસ્તર વિગેરે હતા

એમનુ લગ્ન સને ૧૮૮૩મા શા દામોદરદાસની પુત્રી ચદાગવરી સાથે થયુ હતુ તે સમયમા સ્ત્રીકેળવણીનો પ્રચાર હાલના જેટલો ન હોવાથી એ બાઇને આધુનિક કેળવણી પદ્ધતિનો લાભ મળ્યો ન હતો, તોપણ તેમને સામાન્ય લખતા વાચતા આવડતુ હતુ અને આદર્શ પત્નીના સર્વે ગુણો તેમનામા સહજ ખીલેલા હતા કર્તવ્ય-પરાયણતા, સહૃદયતા, સરળતા વિગેરે સ્ત્રીને શોભા આપનારા ગુણોથી તેઓ વિભૂષિત હતા

રા ચુનીલાલની શારીરિક સપત્તિ નાનપણથીજ ઉચ્ચ પ્રકારની ન હતી તેમજ એમના પિતાશ્રીનુ કુટુબ બહોળુ હતુ અને આર્થિક સ્થિતિ મધ્યમ હતી તેથી તેમનો વિદ્યાભ્યાસ યુનિવ્હર્સિટિની પ્રીવીયસની પરીક્ષા કરતા આગળ જઇ શકયો ન હતો તેમ છતા એમના કુટુબનુ વાતાવરણ શુદ્ધ હોવાથી એમના ઉપર ઉચ્ચ પ્રકારના સસ્કારો બચપણથીજ પડયા હતા અને તેજ સસ્કારો, જે કાર્ય તેઓ કરી શકયા, તેમા સહાયભૂત થયા

વિદ્યાભ્યાસ છોડી દીધા પછી એમણે સુરત, ધરમપૂર, તથા રાદેરની સ્કુલ તથા પોસ્ટ ઓફીસમા નોકરી કરી એ પ્રમાણે થોડો સમય વીતી ગયો એટલામા સરકારી માધ્યમિકશાળામા ફીનો દર વધારવામા આવ્યો એટલે એક સારી સ્કુલ સ્થાપવા તરફ એમનુ લક્ષ દોરવાયુ

સ્વ શાહે પોતે પોતાના જીવનવૃત્તાતની નોધ રાખી છે તે હમે મેળવવા ભાગ્યશાળી થયા છીએ સદ્દહુ નોધપોથીમાથી આ પ્રકરણને લગતા અમુક ફકરાઓનો નીચે ઉતારો કર્યો છે —

"સને ૧૮૭૭મા પિતાજીની બદલી સુરત ખાતે થવાથી સુરતમા ગોપીપરા બ્રાચ સ્કુલમા બીજા ધોરણમા મી કર્પુરરામ મન્મથરામ મહેતાના વર્ગમા દાખલ થયો

સને ૧૮૭૮મા મી મણિધરપ્રસાદ તાપીપ્રસાદ દેશાઇ હેડમાસ્તરના વર્ગમા ત્રીજા ધોરણમા દાખલ થયો

ચોથા ધોરણમા સસ્કૃત શિક્ષક તરીકે થોડોક વખત મી વિશ્વનાથ શાસ્ત્રી તથા થોડોક વખત મી બાળકૃષ્ણ પુરાણી હતા

પાચમા ધોરણમા મી નદકૃષ્ણલાલ રતનલાલ મજમુદાર તથા છઠ્ઠા ધોરણમા મી હરીલાલ હર્ષદરાય ધ્રુવ હતા સાતમા ધોરણમા મી ઉત્તમરામ નરભેરામ મહેતાજી હેડમાસ્તર હતા તથા બીજા શિક્ષકો મી હીરાલાલ નરોતમદાસ દલાલ, મી કે કે કાપડીઆ તથા મી જગજીવનદાસ બી કાપડીઆ વગેરે હતા

હાઇસ્કુલના દરેક વર્ગમા લગભગ હમેશ એક યા બીજી સ્કોલરશીપ મળતી અને ઇનામો પણ મળેલા

૧૮૮૨મા મેટ્રીક પરીક્ષામા પહેલી વખત ગયો પણ નિષ્ફળ નિવડ્યો ૧૮૮૩મા બીજી વખત ગયો, અને ફતેહમદ નીવડ્યો સુરત હાઇસ્કુલના વિદ્યાર્થીઓમા પહેલો નબર હતો કહાનદાસ મછારામની એન્જીનીયરીંગ કોલેજની સ્કોલરશીપ મેળવવાની તક હતી પણ પિતાજી એ કોલેજમા દાખલ થવાની વિરૂદ્ધ હોવાથી તે માટે અરજી કરી ન હોતી અને તેથી તે સ્કોલરશીપ મળી શકી નહિ

એજ વર્ષમા પહેલીવારનુ લગ્ન ચદા સાથે થયુ ૧૮૮૪મા વડોદરા કોલેજમા દાખલ થયો પણ તે વર્ષે યુનિવ્હર્સિટિ પરીક્ષામા જવાની રજા મળી નહિ

૧૮૮૫મા પી ઇ ની પરીક્ષામા પહેલી વખત ગયો પણ સખત માદગીને લીધે ફતેહ મળી નહિ

ત્યારબાદ સુરતમા ચાલતી એક ખાનગી અગ્રેજી સ્કુલ જે 'જહાગીરશાની સ્કુલ'ને નામે ઓળખાતી હતી તેમા રૂા ૨૦)ને પગારે નોકરી લીધી પણ થોડાજ સમયમા મી ઉત્તમરામ મહેતાજી હેડમાસ્તરની ભલામણથી ધરમપોર

રાજ્યની ઍંગ્લોવર્નાકયુલર સ્કુલના હેડમાસ્તરની જગ્યા ઉપર રૂા ૪૫)ના પગારે નીમણુક થઈ છ માસ આ ઠેકાણે નોકરી કર્યા બાદ કાયમના હેડમાસ્તર મી ખંડુભાઇ મકનજી પાછા ફરવાથી સુરત આવ્યો.

ધરમપોરમાં નોકરી હતો તે દરમ્યાન મોટાભાઇ ચંદુભાઇ એકાએક મુબાઈમાં માંદા પડયા અને મુંબાઈથી સુરત આવતા ટ્રેનમાજ દેવલોક પામ્યા

ધરમપોરથી પાછા ફર્યા બાદ થોડો વખત રાદેરની સરકારી અગ્રેજી સ્કુલમા અને ત્યારબાદ થોડોક વખત સુરતની પોસ્ટ ઓફીસની સેવીંગ્સ બેંક બ્રાંચમા નોકરી કરી

૧૮૮૭ની બીજી ટર્મમા કોલેજમા દાખલ થયો. પણ તે વર્ષે ફરીથી પરીક્ષામા નિષ્ફળતા મળી ત્યારબાદ ૧૮૮૮મા એક વાર ફરી પ્રયાસ કર્યો અને તે વખતે ફતેહમંદ થયો ”



# પ્રકરણ બીજું

## (૧૮૮૮ થી ૧૯૦૭)

If thou canst plan a noble deed,
And never flag till it succeed,
Though in the strife thy heart should bleed,
Whatever obstacles control,
Thine hour will come-go on, true soul!
Thou'lt win the prize, thou'lt reach the goal

C. Mackay

અંગ્રેજી શિક્ષણ આપતી સરકારી શાળાઓમાં અને ૧૮૮૯ના અરસામા કેળવણી ખાતાએ સ્કુલ ફીના દરમા વધારો કર્યો જેને પરિણામે, મધ્યમ અને ગરીબ વર્ગના માબાપોને પોતાના બાળકોને કેળવણી આપવાનુ મુશ્કેલ થઇ પડયુ અને કેળવણીના કાર્યને–ખાસ કરીને માધ્યમિક કેળવણીને–સરકારના આ પગલાથી મોટો ધોકો લાગશે, એમ વિચારશીલ પુરૂષોને લાગ્યુ આવે સમયે ખાનગી સાહસથી ઓછી ફીએ શિક્ષણ આપનારી સસ્થા ઊભી કરવામા આવે તો માબાપોની મુશ્કેલી કેટલેક અંશે દૂર થાય, અને માધ્યમિક શિક્ષણની પ્રગતિ થાય આ ઉમદા કાર્યમા પોતાનો યત્કિંચિત્ ફાળો આપવાના શુભ હેતુથી મુબાઇ યુનિવર્સિટિના ચાર અન્ડરગ્રેડયુએટો બહાર પડયા રા શાહ, રા જેકીસનદાસ લલ્લુભાઇ અઠ્ઠાવાળા, રા ડાહયાભાઇ પ્રાણજીવનદાસ બારડોલીઆ, અને રા ભાઇદાસ

ઇચ્છારામ રેશમવાળાએ માહોમાહે મસલત કરી, અને અગ્રેજી શિક્ષણ આપવા માટે એક સસ્થા સ્થાપવાનો નિર્ણય કર્યો મુળ ઉદ્દેશને વળગી રહી ફીનો દર સરખામણીમા ઘણો ઓછો રાખવાનુ નક્કી કર્યું અને શહેરના સભાવિત ગૃહસ્થોની આ કાર્યમા સપૂર્ણ સ્હાનુભૂતિ મળશે એમ ખાત્રી થવાથી પોતાનો વિચાર અમલમા મૂકવાનો નિશ્ચય કર્યો સને ૧૮૮૮ના જુન મહિનાની સાતમી તારીખે અગ્રેજી શાળા ઉઘાડવામા આવી શાળાનુ નામ 'ધી સુરત ઇંગ્લીશ સ્કુલ' રાખવામા આવ્યુ શરૂઆતમા તે ગોપીપરામા એક અપાસરાવાળા મકાનમા મળતી શાળાની કારકીર્દિની શરૂઆત અગીઆર વિદ્યાર્થીઓથી થઈ

શાળાની યોજનામા મર્હુમ મી હરિલાલ હર્ષદરાય ધ્રુવ તથા મી નરભેરામ મનસુખરામે સારો ઉત્સાહ બતાવ્યો હતો, અને ઉત્તેજન આપ્યુ હતુ ર શાહ જણાવે છે કે "આ બે ગૃહસ્થો તરફથી ઉત્તેજન મળ્યુ નહિ હોત તો સ્કુલ કદી હસ્તીમા આવતે નહિ"

જે ચાર તરૂણોએ આ સસ્થા ઊભી કરી તેમાથી કોઇની પણ આર્થિક સ્થિતિ એવી ન હતી કે સસ્થાના ખર્ચનો સઘળો ભાર પોતે ઉપાડી શકે તેમજ સ્કુલની પૈસા સબધિ સ્થિતિ સારી ન હતી તે સઘળાનો વિચાર કરી સ્થાપકોએ એવો નિશ્ચય કર્યો કે ઓછામા ઓછા એક વર્ષ સુધી સ્કુલની આવકમાથી તેઓ પૈકી કોઇએ પોતાના નિર્વાહ માટે કાઇપણ લેવુ નહિ તેમજ સસ્થા અલ્પાયુ ન નિવડે એ હેતુથી આવકમાનો અમુક ભાગ સ્થાયી ફડ માટે

અલગ રાખવાનુ ઠરાવ્યુ આવી દીર્ઘદષ્ટિ વાપરવામા આવી ન હોત તો, જેમ ઘણી અન્ય સસ્થાઓ દ્રવ્યને અભાવે થોડા સમયમા નહિ જેવી થયેલી જોવામા આવે છે તેવુજ ભાવી આ સસ્થાનુ પણ થયુ હોત

આ સબધમા ગ શાહની નોધપોથીમા નીચે મુજબ લખાણ છે —

"સ્કુલ કહાડવાને દરેક જણે રૂ૦ ૫૦) નો ફાળો આપીને રૂા ૨૦૦) ની થાપણ કરી શરૂઆતમા દરેક ભાગીદારે પોતાને ઘેરથી ખુરશી ટેબલ વિગેરે વસ્તુઓ આણી હતી અને બાકીની જરૂરી ચીજો ઉપલી રૂા બસેની થાપણમાથી બનાવી હતી

સ્કુલ કહાડના પહેલા ભાગીદારોમા એવો બદોબસ્ત થયો હતો કે એક વષ સુધી કોઇપણ ભાગીદારે પગાર તરીકે કાંઇ પણ લેવુ નહિ અને સ્કુલની ફીની આવકમાથી જરૂરી ફર્નીચર વિગેરે વસાવવુ, અને તે ખર્ચ બાદ જતા જે ફાજલ રકમ રહે તે એકઠી થવા દેવી વર્ષ બાદ આવકનો અમુક ભાગ જુદો કાઢીને જે વધે તે ભાગીદારોમા વ્હેચી લેવુ"

છ માસના ટુકા અમયમા વિદ્યાર્થીઓની સખ્યા અગીઆરથી વધીને ચોરાણુ થઈ એ બીનાએ નિર્વિવાદ રીતે સાબીત કર્યુ કે શહેરમા આવી સસ્થાની ઘણી જરૂર હતી શાળાના ચાલકો ઉત્સાહ અને ખતથી જે પ્રકારનુ ઉત્તમ કાર્ય કરી રહ્યા હતા, તે તરફ સરકારી કેળવણી ખાતાનુ ધ્યાન ખેચાયુ અને તેજ વર્ષના નવેબર મહિનામા તે વખતના

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી૦ જાઇલ્સે આ સ્કુલની મુલાકાત લીધી સ્કુલમા થતા કાર્ય પ્રતિ સતોષ જાહેર કરી એવી સૂચના કરી કે જો ફીના દરમા વધારો કરવામા આવે તો તેઓ સ્કુલને ગ્રાટ આપવા માટે કેળવણી ખાતાને ભલામણ કરે આ સૂચના મી૦ શાહના મુખ્ય ઉદ્દેશની વિરૂદ્ધ હતી કેમકે જો ફી વધારવામા આવે તો ઓછે ખર્ચે સારી કેળવણી આપવાની એમની નેમ બર આવે નહિ તેથી તેમણે મી૦ જાઇલ્સની માગણીનો આભાર સહિત અસ્વીકાર કર્યો મહુંમ મી૦ શાહના પોતાનાજ શબ્દો નીચે ટાગવામા આવ્યા છે જે ઉપરથી તેમણે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની માગણી શા માટે સ્વીકારી નહિ તે સ્પષ્ટ રીતે સમજાશે —

"We can plead no justification for the existerce of the School, if what was our original aim i e the aim of giving cheaper and better education were subverted"

મ શાહ પોતાની નોધપોથીમા જણાવે છે —

"આ વખતે ઉત્તર વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર મી૦ જાઇલ્સ હતા તેઓ સુરત વાર્ષિક તપાસ માટે આવ્યા ત્યારે કાઇપણ ખબર આપ્યા વગર તેમણે સ્કુલની મુલાકાત લીધી ફીના દરના સબધમા મી૦ જાઇલ્સે મુખ્ય વાધો લીધો મી૦ જાઇલ્સે કેળવણીની સરખામણી એક નાળીએર સાથે કરીને જણાવ્યુ કે બજારમા નાળીએર જે દુકાનેથી સસ્તુ મળે તે દુકાનેથી લોકો લેશે તેમ કેળવણી જે ઠેકાણે સસ્તી મળે ત્યા લોકો પોતાના બાળકોને મોકલશે

મી૦ જાઇલ્સે વિશેષ જણાવ્યુ કે હિંદુસ્તાનમા કેળવણી બહુ સસ્તી આપવામા આવે છે તેમણે કહ્યુ કે તેમને ઈંગ્લાંડમા પોતાના છોકરાની કેળવણી માટે દર વર્ષે ૧૫૦) પાઉંડનો ખર્ચ થાય છે, ત્યારે અત્રે રૂ. ૭૫) મા કેળવણી મળે છે મી૦ અઠ્ઠાવાળાએ કહ્યુ કે 'India is not England" જેના જવાબમા મી૦ જાઇલ્સે જણાવ્યુ કે "Oh, that is a silly argument" ટુંકમા મી૦ જાઇલ્સે જણાવ્યુ કે હમે બીજાઓ કરતા ઓછી કીમતે કેળવણી વેચીએ છીએ"

"મી૦ જાઇલ્સે કેળવણી ખાતાના ડિરેક્ટરને રીપોર્ટ કર્યો તેમા તેમણે જણાવ્યુ કે શિક્ષક વર્ગ કાબેલ છે પણ ફીના દર હલકા છે તેથી સ્કુલને સરકારી મદદ મેળવનારી સ્કુલ તરીકે નોંધવાની ભલામણ તેઓ કરી શકતા નથી"

સ્કુલમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા દિન પ્રતિદિન વધવા લાગી અને ૧૮૯૦ ના ડીસેંબરની આખરે ૧૬૭ સુધી પહોંચી આ પકી મોટો ભાગ ગરીબ વિદ્યાર્થીઓનો હતો. જોકે શાળાની પૈસા સંબંધી સ્થિતિ સારી ન હતી તો પણ ગરીબમા ગરીબ વિદ્યાર્થી કેળવણીનો લાભ લઈ શકે એવા ઉદ્દેશથી લાયક વિદ્યાર્થીઓને માફીમા ભણાવવામા આવતા

સ્કુલના આ બધા સારા કામની જાહેર પ્રજા કદર બુજવા લાગી સુરતના એક સંભાવિત ગૃહસ્થ તરફથી એવી માગણી થઇ કે સ્કુલના સંસ્થાપકો જો સ્કુલ સાથે તે ગૃહસ્થનુ નામ જોડી સ્કુલને તે ગૃહસ્થના નામથી ઓળખાવે તો દર માસે જેટલી ફીની રકમ આવે

તેટલીજ બીજી રકમ તેઓ ખુશીથી આપે આ માગણી માટે મી૦ શાહે સદરહુ ગૃહસ્થનો ઉપકાર માન્યો, પણ તેનો સ્વીકાર કર્યો નહિ અને જણાવ્યુ કે જ્યા સુધી એક સારી રકમ સ્કુલના સ્થાયી ફડ તરીકે જુદી કાઢવામા આવે નહિ અને સ્કુલને લગતુ ટ્રસ્ટ કરી ટ્રસ્ટીઓને તે સોપવામા આવે નહિ ત્યા સુધી તેઓ એ સૂચના અમલમા મૂકી શકે નહિ વળી તેમણે એવો પણ વિચાર કીધો કે કોઇપણ અણધાર્યા સજોગોને લીધે સદરહુ ગૃહસ્થ આ માસિક રકમ આપવાનુ બધ કરે તો સસ્થાને ઘણી હાનિ થાય અને તેને સારા પાયાપર મૂકવાનો તેમનો સ્તુત્ય હેતુ પાર પડે નહિ

શાળાના નિભાવ માટે આર્થિક સહાયની ઘણીજ જરૂર હતી પોતાને તેમજ પોતાના ગોઠીયાઓને માત્ર ઉદર નિર્વાહ જેટલુ પણ મળતુ ન હતુ તેવે સમયે ઉપલી માગણીનો મી૦ શાહે અસ્વીકાર કર્યો તે સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે દરેક પ્રશ્નના નિરાકરણ વખતે તેઓ તાત્કાલિક લાભથી દોરવાઇ ન જતા, શાળાનુ ભાવિ હિત શી રીતે જાળવી શકાય, શાળાને ચિરસ્થાયી કેવી રીતે બનાવી શકાય તેનોજ વિચાર કરતા

વખત જતા મી૦ શાહ અને તેમના મિત્રોને પૈસા સબધી ઘણી હાડમારી ભોગવવી પડી જાણે મી શાહની કસોટી કેમ ન કરતુ હોય તેમ ક્રૂર દૈવે તેમને એક વધુ સકટમા મૂક્યા તેમના મિત્ર રા જેકીસનદાસ અઠ્ઠાવાળા જેઓ સ્કુલ સ્થાપવામા આવી ત્યારથી મી શાહની સાથે તન મન અને ધનથી એ સસ્થાને ઉચી સ્થિતિ પર

લાવવા પ્રયત્ન કરી રહ્યા હતા તેઓનું તા૦ ૧લી ઑગસ્ટ ૧૮૯૩ ને રોજ ૨૮ વર્ષની જુવાન વયે અવસાન થયું આવા ઉત્સાહી મિત્રના અકાળ મૃત્યુથી સંસ્થાને મોટી ખોટ પડી, અને સ્કુલ ચલાવવાનો સઘળો બોજો મી શાહ એકલાના શિર પર આવી પડયો સર્વશક્તિમાન ઈશ્વર પર પૂર્ણ શ્રદ્ધા રાખી મી શાહ તે બોજો ઉપાડી લેવા તૈયાર થયા ધૈર્ય અને દ્રઢતાથી સ્કુલને આગળ ધપાવ્યા ગયા અને એક અડગ અને કાર્યકુશળ નાવિક જેમ પોતાનું વહાણ ખરાબાઓમાંથી સલામત હંકારી શકે છે, તેમ મી શાહે અનેક વિઘ્નોની વચ્ચેથી શાળાનું નાવ આગળ ચલાવ્યું અને ૧૮૯૩ની આખરે સ્કુલમાં ૨૯૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા થયા

જ્યારથી સ્કુલ સ્થાપવામાં આવી ત્યારથી આજ સુધી સ્કુલને નિભાવવામાં નાણાં સંબંધી જોખમદારી મ્હોટે ભાગે રા અઠ્ઠાવાળાને શિર જ હતી સ્કુલને સારી સ્થિતિ પર મૂકવા માટે તેઓએ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું એમ કહીએ તો અતિશયોક્તિ કહેવાય નહિ તેથી રા અઠ્ઠા-વાળાના અવસાનથી મી શાહે એક ખંતીલા અને એક નિષ્ઠાવાળા કાર્યકર્તા ઉપરાંત પૈસાની જોખમદારી ઉપાડનાર મિત્ર ખોયો હતો તે ઉપરાંત સને ૧૮૯૨ ની શરૂઆતથી મી શાહના પિતાએ પેન્શન લીધું એટલે ઘર સંસાર ચલાવવામાં પિતાશ્રીને યત્કિંચિત્ મદદ કરવાની જરૂર લાગી એટલે ૧૮૯૩ થી સ્કુલ અને ઘર ચલાવવાનો બેવડો બોજો મી શાહને ઉપાડવો પડયો

સ્કુલને આર્થિક મદદ કરનારાઓમા રા ડાહ્યાભાઇ તાપીદાસ વરજદાસ મુખ્ય હતા આ ગૃહસ્થે બીજી મદદો ઉપરાત સને ૧૮૯૩ મા સ્કુલની લાયબ્રેરી માટે રૂા ૨૨૫) આપ્યા જેમાથી પુસ્તકો અને બે કબાટ ખરીદવામા આવ્યા આ કબાટો પર શેઠ તાપીદાસ અને તુલસીદાસ વરજદાસના નામો અદ્યાપિ જોવામા આવે છે જે પ્રતિષ્ઠિત વણિક કુટુબે સ્કુલના પ્રારભથી અલ્પ પણ અગત્યની આર્થિક મદદ આપી સ્કુલ નિભાવવામા ઉપયોગી ભાગ ભજવ્યો હતો, તેજ કુટુબના ઓદાયનો લાભ લગભગ ૨૫ વર્ષ પછી સ્કુલને મળશે એમ કોણે ધાર્યુ હતુ ? પણ ઈશ્વરની કૃતિ અકળિત છે આજ કુટુબ તરફથી રૂા સવાલાખ જેવી ઉમદા રકમ સને ૧૯૧૮ મા સ્કુલના કાર્યવાહકોને મળી જેથી તેઓ સ્કુલનુ શ્રેય સાધ્યા ઉપરાત અમર યશ પ્રાપ્ત કરી શકયા

મી શાહના તરફથી ચલાવવામા આવતી સસ્થામા અભ્યાસનો ખર્ચ બીજી સ્થાનિક સ્કુલોની સરખામણીમા ઘણોજ ઓછો હતો જે સને ૧૮૯૨-૯૩ ના કેળવણી ખાતાના રીપોર્ટ માથી નીચે આપેલા આકડાપરથી સ્પષ્ટ રીતે સમજાશે —

| **સ્કુલનું નામ.** | **વિદ્યાર્થિ દીઠ વાર્ષિક ખર્ચ.** |
|---|---|
| ગવર્નમેન્ટ હાઇ સ્કુલ | રૂા ૫૨-૧૪-૧૦ |
| મીશન હાઇ સ્કુલ | ,, ૩૫- ૫- ૧ |
| ગવર્નમેન્ટ મીડલ સ્કુલ | ,, ૨૫-૧૪- ૭ |
| સર જે જે સ્કુલ | ,, ૨૩- ૨- ૫ |
| **ધી સુરત ઇગ્લીશ સ્કુલ.** | **,, ૧૧- ૪- ૬** |

સને ૧૮૯૩ ના ઑકટોબર મહિનામા કેળવણી ખાતાના તે વખતના ઇન્સ્પેકટર મી૦ ઑલીવરે સ્કુલની મુલાકાત લીધી અને ૧૮૮૯ મા મી૦ જાઇલ્સે ગ્રાંટ માટે જે સૂચના કરી હતી, તે એમણે પણ ફરીથી કરી જેનો મી શાહે અગાઉ દર્શાવેલા કારણસરજ અસ્વીકાર કર્યો

સને ૧૮૯૩ થી ૧૮૯૭ સુધી સ્કુલનુ કાર્ય નિર્વિઘ્ને આગળ ચાલ્યુ પણ ૧૮૯૮ મા સ્કુલને કટોકટીના વખતમાથી પસાર થવુ પડયુ ૧૮૯૭ ની શરૂઆતમા સ્કુલમા ભણતા વિદ્યાર્થીઓની સખ્યા ૩૮૦ હતી તે ૧૮૯૮ ના માર્ચ મહિનામા ઘટીને ૮૮ સુધી આવી પહોચી આમ થવાના મુખ્ય બે કારણો હતા પ્રથમ તો ૧૮૯૬ તથા ૧૮૯૭ નો ભયકર પ્લેગ. ૧૮૯૭ મા આ ઉપદ્રવ સુરતમા ઘણા જોસમા ફાટી નીકળ્યો પ્લેગના ભયથી અને પ્લેગને હઠાવવાને સત્તાવાળાઓ તરફથી જે સખ્ત પગલા લેવામા આવ્યા હતા તેના ત્રાસથી શહેરમાથી લોકો ચાલ્યા ગયા, અને સ્કુલમા હાજરી ઘણી ઓછી થઇ બીજુ ૧૮૯૮ મા મી શાહને એમના એક મદદનીશ શિક્ષક સાથે મતભેદ થયો જેને પરિણામે તેમનો મી શાહ સાથેનો સબધ તૂટયો અને તેમણે આજ સ્કુલના બીજા મદદનીશોની સહાયથી એક નવી સ્કુલ સ્થાપી મી શાહને દ્રવ્ય સબંધી જે મુશીબતો હતી તેમા વિદ્યાર્થીઓની સખ્યા એકદમ ઘટવાથી વધારો થયો આવા દુર્ઘટ સજોગોમા, કોઇપણ ઓછા ધૈર્ય અને આગ્રહવાળી વ્યક્તિએ, મુશ્કેલીઓથી દબાઇ જઇ, નાહિમત બની, પોતાનુ કાર્ય છોડી દીધુ હોત પણ દઢતા, ખત અને કાર્યદક્ષતાના ઉચ્ચ ગુણોવાળા

મી શાહે શાંત ચિત્તે, એકનિષ્ઠાથી, પરમેશ્વર પર પૂર્ણ શ્રદ્ધા રાખી, પોતે આરંભેલું કાર્ય ચાલુ જ રાખ્યું એમના કેટલાક અંગત મિત્રોએ સ્કુલના કાર્યમાં હવે કાંઈ લાભ રહેવાનો સંભવ નથી એમ કહી એ છોડી દેવા એમને સમજાવ્યા, પણ એમના જેવા આગ્રહી જનને તે રૂચ્યું નહિ જેમને ઈશ્વર પર શ્રદ્ધા હોય છે તેમનું કાર્ય મોડું વહેલું પણ વિજયી નીવડે છે મી શાહના સંબંધમાં પણ તેજ પ્રમાણે બન્યું વિદ્યાર્થીઓની સંખ્યા ૮૮ પરથી વધીને તેજ વર્ષની આખરે ૨૫૦ સુધી જઈ પહોંચી વધુમાં તેજ વર્ષની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં ૧૮ વિદ્યાર્થીઓ સ્કુલ તરફથી મોકલવામાં આવેલા જેમાંથી ૧૪ વિદ્યાર્થીઓ ફતેહમંદ થયા

વખત જતાં સ્કુલના કાર્યની પ્રશંસા થવા લાગી અને ત્યાર પછીનાં વર્ષોમાં મેટ્રીક્યુલેશન પરીક્ષામાં સારાં પરિણામ આવ્યાં જેથી સંસ્થાની ખ્યાતિમાં વૃદ્ધિ થઈ

અત્રે એટલું જણાવવાની જરૂર છે કે સ્કુલની ઉત્તરોત્તર વૃદ્ધિ ઈશ્વરની સહાય ઉપરાંત મી શાહ પ્રતિ વફાદારીથી કાર્ય કરનારા એમના જૂના મદદનીશોના પ્રશંસનીય પ્રયત્નને પણ ઘણે અંશે આભારી છે એ મદદનીશોએ તે વખતે મી શાહને મદદ કરવામાં તનતોડ મહેનત કરી હતી તે પૈકીના ત્રણ શિક્ષકો હજુ સુધી શાળા પ્રત્યે પોતાની ફરજ બજાવી રહ્યા છે રા ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ, બી એ, જેઓ હાલ સ્કુલના હેડમાસ્તરનો માનવંતો હોદ્દો ભોગવે છે, તે આ ત્રણમાંના મુખ્ય છે બીજા બે

રા મોતીરામ મણીશકર ભટ્ટ તથા રા રતનરામ ઉત્તમરામ ભટ્ટ છે

દિવસે દિવસે વિદ્યાર્થીઓની સખ્યા વધતી જતી હોવાથી સ્કુલનુ ખર્ચ પણ વધતુ ગયુ અને તે પ્રમાણમા આવકના સાધનો ન્યૂન હતા તે ઉપરથી મી શાહને વિચાર કરતા જણાયુ કે સરકારી ગ્રાટની મદદ લેવામા આવે તો કેળવણીને લગતા અગત્યના સાધનો પૂરા પાડી શકાય અને સ્કુલના સ્થાયીપણા માટે ચિતા ઓછી રહે આ વિચારથી તેમણે કેળવણીખાતાને ગ્રાટ માટે અરજી કરવાનુ નક્કી કર્યુ અને તે માટે ૧૯૦૨મા અરજી કરવામા આવી

સને ૧૯૦૧મા રા જમનાદાસની દીકરી કમળાગોરી સાથે મી શાહનુ બીજીવાર લગ્ન થયુ ત્યાર પછી ૧૯૦૨ની શરૂઆ-તમા એમના પિતાનો સ્વર્ગવાસ થયો ત્યારથી કુટુબનો ખર્ચ ચલાવવાની સઘળી જોખમદારી એમને ઉપાડી લેવી પડી

સરકારી ગ્રાટ લેવા સબધમા મી શાહના વિચારોમા પરિવર્તન થયુ તે વિશે વાચકના મનમા પ્રશ્ન ઉઠે એ સ્વાભાવિક છે જેઓ શરૂઆતમા ગ્રાટ સ્વીકારવાની વિરૂદ્ધ હતા તેઓના વિચારમા ૧૯૦૨મા શા માટે ફેરફાર થયો ? એના નિરાકરણમા એટલુજ કહેવુ બસ થશે કે મી શાહના બહોળા અને પુખ્ત અનુભવથી એમને જણાયુ કે સરકાર તરફની આર્થિક મદદ વગર કેળવણીના યોગ્ય સાધન પૂરા પાડી શકાય નહિ અગર જો જાહેર પ્રજા તરફથી સ્કુલને પ્રસગોપાત ઉત્તેજન મળતુ, તોપણ તે એવા પ્રકારનુ ન હતુ કે શાળાના પ્રતિદિન વધતા જતા ખર્ચને પૂગી વળવા

માટે પૂરતુ ગણાય આ પરિસ્થિતિને લીધે તેમજ સ્કુલના ભાવિનો વિચાર કરતા એમની ખાત્રી થઇ કે સરકારી મદદ સિવાય ચાલે એમ નથી તેથી છેવટે એમને આ માર્ગ ગ્રહણ કરવો પડયો

સરકારી ગ્રાટ માટેની અરજીના જવાબમા કેળવણીખાતા તરફથી જણાવવામા આવ્યુ કે જો સ્કુલને અગે સારી રકમનુ સ્થાયીફડ હોય તો સરકાર ગ્રાટ આપવાનો વિચાર કરે મી શાહ અત્યાર સુધી સારી રકમનુ સ્થાયીફડ એકઠુ કરી શકયા ન હતા તેથી હવે તે મેળવવા તેમણે પ્રયાસ કરવા માડયો કેળવણી ખાતા તરફથી જે જવાબ મળ્યો તે વિશે મી શાહે એમના મિત્ર ગ ત્રિભુવનદાસ નરોતમદાસ માળવીને ખબર આપી રા માળવી જેઓ સ્કુલના કાર્યમા ઘણો રસ લેતા હતા તેમણે ઘણી ઉદારતાથી જણાવ્યુ કે તેઓ સ્કુલના સ્થાયીફડ માટે ત્રીસ હજાર રૂપીયાની રકમ અમુક સરતોએ સ્કુલને સોપવા ખુશી છે ખરી જરૂરને વખતે પ્રભુપ્રેરિત આ સહાયથી મી શાહને ઘણુ ઉત્તેજન મળ્યુ અને ૧૯૦૭થી સ્કુલને સરકારની ગ્રાટ મળવા લાગી

પહેલે વર્ષે રૂપીયા પદરસેની ગ્રાટ કેળવણીખાતા તરફથી મળી તે આકડો ધીમે ધીમે વધતા વધતા ગયે વર્ષે રૂા ૧૪૦૦૦) ચૌદ હજાર સુધી પહોચ્યો જો સરકારી મદદ સ્વીકારવામા ન આવે તો દર વર્ષે રૂા ચૌદથી પદર હજાર વ્યાજ તરીકે મળે એટલુ મોટુ સ્થાયીફડ સ્કુલ પાસે હોવુ જોઇએ એટલે રૂા બેથી અઢીલાખ બલ્કે ત્રણ લાખ જેટલી મોટી રકમ એકઠી કરવી જોઇએ જેઓ

સરકારી ગ્રાંટની વિરૂદ્ધ છે તેમને એટલુજ પૂછવાનુ કે આવુ મોટુ ફંડ સ્કુલ માટે ભેગુ થઇ શકે તેમ છે? આપણા શહેરમા ઉચ્ચ કેળવણી આપવા કોલેજ જેવી સંસ્થા ઊભી કરવા માટે બેથી ત્રણ લાખ રૂપીયા એકઠા કરતા કેટલો શ્રમ પડયો તે તો જેણે એ કામ કર્યુ તે સારી રીતે જાણે છે કોલેજ કે જે સ્થપાવાથી મધ્યમ વર્ગના ઘણા માબાપો અને વડીલોને દર વર્ષે ઓછામા ઓછા રૂા ૪૦૦થી ૫૦૦નો ફાયદો થયો છે, તેમજ જે સંસ્થાને અભાવે ગરીબ વર્ગના ઘણા વિદ્યાર્થીઓ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત ન કરી શકયા હોત, તેવી સંસ્થા ઉભી કરવા માટે પૈસા મેળવતા પુષ્કળ મુશ્કેલીઓ વેઠવી પડે તો પછી એક માધ્યમિક સ્કુલ જેવી સંસ્થા માટે સુરતમા જયા સરકારી હાઇસ્કુલ ઉપરાંત બીજી બે ખાનગી સ્કુલો છે, ત્યા બે ત્રણ લાખ રૂપીયા જેટલુ મોટુ ફંડ એકઠુ કરવુ એ કેવળ અશકય જ કહેવાય

પૂરતો વિચાર કર્યા પછી ગ શાહ સરકારી ગ્રાંટ સ્વીકારવા તૈયાર થયા હશે એમ એમના નીચલા લખાણ પરથી સ્પષ્ટ થાય છે —

"આ મારૂ કૃત્ય સ્કુલના તરફ લાગણી દર્શાવનારા ઘણા હિતચિંતકોને પસંદ પડયુ નહિ ગ્રાન્ટ લેવાથી સંસ્થાએ પોતાનુ સ્વતંત્રપણુ ગુમાવ્યુ છે, એમ તેઓ ધારતા હતા અને હજી કેટલાક ધારે છે પણ હાલ ખાનગી શાળાઓએ શુ શુ નિયમો પાળવા પડે છે, સરકારની મદદ મેળવનારી અને મદદ નહિ મેળવનારી શાળાઓ વચ્ચે શુ ફેર છે તે વિશેની માહિતિ નહિ હોવાથીજ એવી ટીકા કરે છે.

હાલમાં સરકારની મદદ મેળવનારી તેમજ મદદ નહિ મેળવનારી સઘળી સંસ્થાઓને એક સરખા નિયમો પાળવા પડે છે ફેર માત્ર એટલોજ કે મદદ મેળવનારી શાળાઓના હિસાબ ખાતા તરફથી જોવામાં આવે છે અને મદદ નહિ મેળવનારી સંસ્થાઓના હિસાબ તપાસવામાં આવતા નથી વળી સરકારી ગ્રાન્ટ નહિ લઇએ તો પણ જ્યાં સુધી યુનિવ્હર્સિટિની પરીક્ષાઓ પર આધાર રાખવો પડે છે, ત્યાં સુધી અભ્યાસક્રમમાં આપણાથી આપણી મરજી મુજબનો ફેરફાર કરી શકાતો નથી અને ખાતાના તેમજ યુનિવ્હર્સિટિના સઘળા અંકુશોને તાબે થવું પડે છે આવા સંજોગોમાં સરકારની મદદ શા માટે જતી કરવી અને નાણાની તંગીને લીધે જે સુધારા સંસ્થામાં થઇ શકતા નહિ હોય તે સુધારા કરવાની તક શા માટે ગુમાવવી તેનું કંઇ કારણ સમજાતું નથી”

“વળી સ્કુલના મકાનો માટે સરકાર તરફથી કેટલીક મદદ મળી છે તે ગ્રાન્ટ લીધી ન હોત તો મળવાની આશા નહોતી આવા કારણોને લીધે સરકારની મદદ લીધી તેમાં ખોટું કર્યું નથી પણ એથી ઉલટું તે નહિ લીધી હોત તો એક ગંભીર ભૂલ ગણાત એમ હું માનુંછું કેટલીક સંસ્થાઓ એક સાધારણ દુકાનની માફક માલેકના ગજવા ભરવા માટે ચલાવવામાં આવે છે તેમ આ સંસ્થા ચલાવવી હોત તો સરકારની મદદની જરૂર નહોતી પણ તેથી કેળવણીના કામને હાનિ થાત અને તેવા સંજોગોમાં એક ખાનગી સ્કુલ ચલાવવાની જોખમદારી વહોરવાની જરૂર નથી એવી મારી દઢ માન્યતા છે”

# પ્રકરણ ત્રીજું.

## (૧૯૦૭ થી ૧૯૧૩)

આ પ્રમાણે સ્કુલને સરકારની સહાય મળવાથી વાર્ષિક ખર્ચ માટે જે મુશ્કેલી પડતી તે કેટલેક અંશે દૂર થવાથી મી શાહની તે સબધી ચિતા ઓછી થઇ અને દિન-પ્રતિદિન સ્કુલનુ કાર્ય વિશેષ સરળતાથી ચાલતુ રહ્યુ

લાબા સમયથી મી શાહ પોતાના શિક્ષકોના લાભાર્થે કાઇ આર્થિક યોજના ઘડવાનો વિચાર કરી રહ્યા હતા પણ દ્રવ્યના અભાવે તે અમલમા મૂકી શકયા ન હતા પરતુ જ્યારે સરકાર તરફથી ગ્રાટ મળવાનુ નકકી થયુ ત્યારે સ્કુલ હવે સારા પાયા પર મૂકાઇ છે એમ લાગ્યુ અને શિક્ષકોના હિત માટે 'પ્રોવીડટફડ' (Provident Fund) ની યોજના ઘડી કાઢી જે ૧૯૦૭મા અમલમા આવી આ યોજનામા જે શિક્ષક જોડાય તેના પગારમાથી અમુક ટકા કાપી લઈ તેમા સ્કુલ તરફથી પોતે ગોઠવેલા દર મુજબ ઉમેરો કરી તે રકમ વ્યાજ સાથે દર વર્ષે તે શિક્ષકને ખાતે જમે કરવામા આવતી અને જ્યારે શિક્ષક અમુક વર્ષની નોકરી પછી નિવૃત્ત થાય ત્યારે તેને ખાતે જમા થયલી કુલ રકમ તેને સુપરત કરવી, એમ ઠરાવવામા આવ્યુ હતું આ ફડમા સ્કુલ તરફથી જે ફાળો આપવામા આવતો તે જોઇએ તેવો સતોષકારક ન હતો પણ સ્કુલની આર્થિક સ્થિતિ ધ્યાનમા લઇ મી શાહ એનાથી વિશેષ કરવા માટે

શક્તિમાન ન હતા તેમ છતા તેમા સ્કુલના ફાળાનો દર વધારી યોગ્ય ફેરફાર કરવાનો વિચાર મી શાહ કરતા હતા અને આપણે આગળ ચોથા પ્રકરણમા જોઇશુ તે મુજબ સ્કુલની સ્થિતિમા સુધારો થતા સને ૧૯૧૭મા મી શાહે તેમા ઘણો સારો ફેરફાર કર્યો

સ્કુલને અસ્તિત્વમા આવ્યાને લગભગ વીસ વર્ષ થવા આવ્યા તો પણ તે પોતાને માટે પોતાની માલીકીનુ મકાન મેળવવા શક્તિમાન થઈ ન હતી ચાલુ ખર્ચમા પડતી ઘટ વિશેની ચિતામાથી ઘણે અશે મુક્ત થયલા મી શાહે હવે સ્કુલને માટે યોગ્ય અને હવા ઉજાસ વિગેરે અનુકૂળતાવાળુ કુશાદે મકાન મેળવવા તરફ પોતાનો પ્રયાસ શરૂ કર્યો અને સ્કુલના મકાન માટે ફડ એકઠુ કરવા જાહેર પ્રજાને અરજ કરી મી શાહના બે દાયકાના નિસ્વાર્થી કાર્યની લોકો કદર કરવા લાગ્યા હતા જેને પરિણામે મી શાહે ફડ માટે જે અપીલ બહાર પાડી તેને સારો પ્રત્યુત્તર મળ્યો અને રા બા ખડુભાઇ ગુલાબભાઇ દેશાઇ, રા ચુનીલાલ માણેકલાલ ગાધી વિગેરે સુરતના સભાવિત ગૃહસ્થોની સહાયથી સને ૧૯૧૦ની આખર સુધીમા રૂા ૧૭૦૦૦) મકાન ફડમા ભરાયા

સને ૧૯૧૧ના પાછલા ભાગમા મી શાહનુ આરોગ્ય અસ્વસ્થ થયુ અને લગભગ બે મહિના સુધી એમણે સખત માદગી ભોગવી એમને આટલો લાબો સમય સ્કુલના કાર્યમાથી દૂર રહેવાની ફરજ પાડનારો આ પહેલોજ પ્રસગ હતો અત્રે એટલુ કહેવુ જોઇએ કે મી શાહની ગેરહાજરીમા

તેમના મદદનીશ શિક્ષકોએ શાળાનુ કામકાજ એવી સારી રીતે ચલાવ્યુ કે મી શાહ ગેરહાજર છે, એમ બહાર દેખાયુ નહિ

મકાન ફંડનુ કામ ચાલુ હતુ ૧૯૧૩ની શરૂઆત સુધીમા કુલ્લે રૂા ૨૫૯૩૧) ભરાયા જેમાથી રૂા ૨૦૦૦૦) ને ખર્ચે નાનપરામા આવેલો સુરતના મશહુર કુટુબ આત્મારામભુખણવાળાનો બગલો તથા વિશાળ કપાઉન્ડ ખરીદવામા આવ્યા જગ્યાનો વિસ્તાર લગભગ ૧૭૦૦૦) ચોરસવાર હતો બગલો કુટુબનિવાસ તરીકે વપરાતો હતો, તેથી તેમા સ્કુલની જરૂરીયાતના યોગ્ય ફેરફારો કરવામા આવ્યા અને સ્કુલના હાઇસ્કુલનો વિભાગ (ધોરણ ૪થી ૭ સુધી) તા ૧૦–૩–૧૩થી નાનપરામા મળવા લાગ્યો

તે સમયે મી શાહના આ કાયને લીધે શહેરમા ઘણો ખળભળાટ થઇ રહ્યા હતો તે જણાવવાની અત્રે જરૂર છે આનુ મુખ્ય કારણ લાબુ અતર તે જ હતુ સ્કુલના જૂના મકાનથી નવા મકાન સુધી આવતા લગભગ ૫દર મિનિટ થાય આને લીધે નવુ મકાન દૂર પડી જવાથી વિદ્યાર્થીઓની અગવડ વધી એમ કેટલાકનુ માનવુ હતુ તેથી તેઓ મી શાહના આ કાર્ય તરફ નાપસદગી અને સખત અણગમો દર્શાવવા લાગ્યા કેટલાકોએ તો પોતાના અણગમા અને વિરોધને વ્યવહારૂ રૂપ આપી પોતાના બાળકોને તે સ્કુલમાથી ઉઠાડી લઇ બીજી સ્કુલમા દાખલ કરાવ્યા પણ સુભાગ્યે આ પ્રમાણે વિચાર કરનારા અને વર્તનારાઓની સખ્યા ઘણી ઓછી હતી સારી હવા ઉજાસ

વાળુ મકાન, વિશાળ કંપાઉન્ડ, રમવાની સવડ વિગેરે જે અસંખ્ય લાભો નાનપરામાં મળવાનો સંભવ હતો, તે સ્કુલના જુના મકાનમાં નહોતા મળતા આ લાભ અને સગવડોની વિરૂદ્ધ મુખ્ય અગવડ અંતરની જ હતી તેથી વિચારશીલ અને દુરદેશી માબાપો પોતાના બાળકોને આથી વિશેષ લાભ મળશે એમ માની મી શાહે જે પગલુ ભર્યું તેને અંતઃકરણપુર્વક ટેકો આપવા લાગ્યા

જે અણગમો અમુક વર્ગમાં ઉત્પન્ન થયો હતો તેથી મી શાહ અજ્ઞાત ન હતા પણ તેઓના બહોળા અનુભવે તેમને શીખવ્યુ હતુ કે એ વિરોધ થોડા સમયમા દબાઈ જશે મી શાહના પોતાનાજ શબ્દોમા કહીએ તો —

"Our action in purchasing this building has not been approved in all quarters The only objection raised against it is that of distance In my opinion, the distance is, to a certain extent, exaggerated The new building is about a mile from the old building or about 15 minutes' walk But against these may be mentioned the advantages of having extensive grounds like these, measuring 17000 Square Yards Here we can have a suitable school building, can construct a hostel and can provide a playground and gymnasium Moreover, the grounds are open on all sides The advantages of having an open ground, away from the bustle and noise of the

town, and in healthy surroundings, can not be denied, and I am sure that as time passes, parents will come to appreciate them"

[આ મકાન ખરીદવાનુ હમારૂ કામ સર્વ સ્થળે પસદ પડયુ નથી લોકોને વાધો એ લાગે છે કે શહેરથી એ બહુ છેટે આવેલુ છે હુ એમ ધારૂ છુ કે છેટાની વાત કાઇક વધારીને કરવામા આવે છે નવુ મકાન જૂના મકાનથી આશરે એક માઇલ દૂર છે એટલે પદર મિનિટનો રસ્તો છે પરતુ જગ્યાની વિપુલતા (૧૭૦૦૦ ચોરસવાર), એ એક મોટો લાભ ગણી શકાય આ સ્થળે શાળા માટે યોગ્ય મકાન અને છાત્રાલાય બાધી શકાય, તેમજ વ્યાયામ શાળા અને રમત માટે વ્યવસ્થા થઇ શકે વળી એ જગ્યા ચોપાસ ખુલ્લી છે શહેરનો ઘોઘાટ નડે નહિ એટલે દૂર શાળા હોય અને આસપાસની જગ્યા આરોગ્યવર્ધક હોય એ લાભ સૌ કોઇ કબુલ કરશે અને મારી ખાત્રી છે કે વિદ્યાર્થીઓના માતપિતા આ ફાયદાની કદર વખત જતા કરશે જ ]

મી શાહની આગાહી ખરી પડી વિરોધ ડબાઇ ગયો એટલુજ નહિ પણ સ્કુલના નાનપગ વિભાગમા ભણતા વિદ્યાર્થીઓની સખ્યામા ઘણો વધારો થયો અને તા ૧૯–૭–૨૪ને રોજ વિદ્યાર્થીઓની સખ્યા ૪૬૬ સુધી પહોચી (આ ઉપરાત ગોપીપરાવાળા મકાનના વિભાગમા ૩૫૯ વિદ્યાર્થીઓ ભણે છે) વિશેષમા તે સમયે ફક્ત ઉપલા ધોરણો જ નાનપગ વિભાગમા મળતા પણ થોડા

સમય થયા નિચલા ધોરણો પણ એજ મકાનમા મળે છે અને વિદ્યાર્થીઓની સખ્યા એટલી બધી વધી ગઇ છે કે જગ્યાની પૂરતી સવડને અભાવે કાર્યવાહકોને વધુ વિદ્યાર્થી દાખલ કરતા અટકવાની જરૂર પડી છે સર્વ શક્તિમાન ઈશ્વિરે મી શાહને લાબુ આયુષ્ય બક્ષ્યુ હોત અને આજે તેઓ જીવત હોત તો કેટલો આનદ થાત ! તેમ છતા આત્મા અમર છે એમ આપણે ભારતવર્ષના સતાન માનતા આવ્યા છીએ એટલે મી શાહના આત્માને તો આજે કાઇક અલૌકિક આનદ થતો હશે એમ ધારીએ તો ખોટુ ન કહેવાય

ઉદ્યોગી પુરૂષ કાઇ કાઇ કામ કર્યોજ જાય છે તેને કામ વિના ચેનજ પડતુ નથી કામ ન હોય તો તે નવુ કામ શોધી કાઢે છે સ્કુલને માટે સારૂ મકાન મેળવી તે ચિંતામાથી મુક્ત થયા એટલે એમનુ મન બીજી તરફ દોડયુ સ્કુલમા ભણતા બહાર ગામના વિદ્યાર્થીઓને રહેવા માટે યોગ્ય સ્થળ ન હોવાથી તેઓને બહુ મુશ્કેલી પડતી તે દૂર કરવાના હેતુથી સ્કુલને લગતુ એક હોસ્ટેલ બધાવવા મી૦ શાહે વિચાર કર્યો એ કાર્ય માટે પૂરતા નાણા શી રીતે મેળવવા એ વિચારમા તેઓ હતા એટલામા તેમના સાભળવામા આવ્યુ કે તેમની સુરતી દશાપોરવાડ જ્ઞાતિના એક ગૃહસ્થ મરહુમ કલ્યાણદાસ નાનાભાઇએ સુરતમા ધર્મશાળા બધાવવાના ઉદ્દેશથી રૂા ૪૦૦૦) ની રકમ જુદી કાઢી છે તે રકમ ટ્રેઝરર ઑફ ચેરીટેબલ એન્ડાઉમેન્ટસ પાસે અનામત હતી જે વ્યાજ સાથે વધીને

રૂા ૧૧૫૦૦) થઇ હતી આ રકમ જુદી કાઢવામા મરહુમ કલ્યાણદાસનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે કોઇ પણ લોકોપયોગી કાર્યમા એ રકમ વપરાય અને મરહુમના વારસ અને ટ્રસ્ટી રા મગનલાલ ગુલાબદાસ મલની સમ્મત્તિથી બીજા કોઇ પણ ધર્માદા કામમા એ રકમનો ઉપયોગ થઇ શકે તેમ હતુ આવી રીતની ખબર મી શાહને મળવાથી એમણે એ રકમ સદરહુ હોસ્ટેલના મકાન માટે મેળવવા પોતાનો પ્રયાસ શરૂ કર્યો અને ઇશ્વર કૃપાથી તથા રા મગનલાલ મલ અને કલેકટર મી એન્ડરસનની સહાયથી તેઓ એ રકમ હોસ્ટેલના ઉપયોગ માટે મેળવવામા ફતેહમદ થયા

કેટલોક સમય થયા મી શાહ પોતાની સસ્થાને ચિરસ્થાયી બનાવવાના હેતુથી તેનો કાર્યભાર કોઇપણ જાહેર મડળને સોપી દેવાનો વિચાર કરી રહ્યા હતા સને ૧૯૧૧મા મરહુમ સર નારાયણ ચદાવરકરના પ્રમુખપણા હેઠળ ઇનામનો મેળાવડો કરવામા આવ્યો તે વખતે એમણે તે વિચાર પ્રથમ જાહેર કર્યો તેઓએ જણાવ્યુ કે—

"I now come to a very important matter in connection with the constitution of the School At present, I am its sole Proprietor, Manager and Headmaster I have been thinking for a long time that if I can succeed in securing for it, a body of intelligent men with a perpetual succession of its members, to take up and conti-

nue my work when I am no more, I shall have discharged my duty to it, and placed it on a footing of permanent usefulness and benefit to this city of my birth With this object in view, I have drafted out a scheme for the formation of an educational society, very much on the lines of the Deccan Education Society, to take over this institution from me Many things, especially the reception accorded by the public to the subscription on the Building Fund, make this an auspicious time for such a development and I propose shortly to lay my scheme before the sympathisers and friends, of this institution in particular, and of the cause at higher education in Surat in general Of course I expect in this new development, the same kind co-operation advice and sympathy which have been hitherto extended to this institution by the public"

[શાળાના બંધારણ સંબંધી અગત્યની બાબત વિષે હું બે શબ્દ કહું છું હમણાં હું એકલો આ શાળાનો માલીક, વ્યવસ્થાપક અને હેડમાસ્તર છું મેં આરંભેલું કાર્ય મારા દેહાવસાન પછી ચાલુ રાખે એવું બાહોશ મંડળ સ્થાપી શકાય તો મારી જન્મભૂમિ પ્રત્યે મેં મારૂં કર્તવ્ય કર્યું એમ મને લાગે, અને શાળાનો પાયો દૃઢ અને સ્થાયી થાય અને શહેરને લાભ થાય, એ વિચાર ઘણો સમય થયા મને આવે છે આ ઉદ્દેશથી, દખ્ખણ એજ્યુકેશન સોસાયટીના

ધોરણ પર એક કેળવણી મંડળ સ્થાપવાની યોજનાનો ખરડો મે તૈયાર કર્યો છે તે મંડળ મારી પાસેથી આ શાળા પોતે લઇ લે અને ચાલુ રાખે બિલ્ડિંગ ફંડને લોકો તરફથી જે સંતોષકારક આવકાર મળ્યો તેને લીધે અને બીજી ઘણી બાબતોથી આ યોજના કરવા માટે આ સમય બહુ અનુકુળ છે એમ હું માનુ છુ આ શાળાના અને ઉંચી કેળવણીના હિતેચ્છુ અને મિત્રો સન્મુખ એ યોજના થોડા સમયમા હુ રજુ કરવા ધારૂ છુ લોકોએ આ સંસ્થાને અત્યાર સુધી જે સહાય, શુભ સલાહ અને ટેકો આપ્યો છે તેવી જ સહાય વગેરે આ નવી યોજનાને પણ તેઓ આપશે એમ આશા રાખુ છુ ]

અનેક સંજોગોને લીધે તેઓ પોતાનો વિચાર અમલમા મૂકી શકયા નહિ એટલામા ઉપર જણાવ્યા મુજબ ૧૯૧૧ના ઑગસ્ટ મહિનામા તેઓ માંદા પડયા, જે માંદગીમાથી તેઓ ઓકટોબરની આખરે મુક્ત થયા આ માંદગીને લીધે જાહેરમંડળ સ્થાપવાના કાર્યમા ઢીલ થઇ પણ તેની સાથે એમનો વિચાર દઢ થયો કે હવે જેમ બને તેમ જલદી જાહેરમંડળ સ્થાપવાનો પોતાનો વિચાર અમલમા મૂકવો

આ ઉદ્દેશથી ૧૯૧૨ ના નવેબર મહિનામા શહેરના તેમજ અન્ય સ્થળના આ સંસ્થાના કાર્યમા રસ લેનારા સંભાવિત ગૃહસ્થોની એક મીટીંગ બોલાવવામા આવી, અને તેમને મી શાહે પોતાનો ઇરાદો વિદિત કર્યો જે ઉપરથી પૂનામા ચાલતી ‘ ડેક્કન એજ્યુકેશન સોસાયટી ’ ના ધોરણ પર સુરતમા ‘સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી’ સ્થાપવાનુ

નક્કી થયુ તેને પરીણામે ૧૯૧૨ ના ડીસેબર મહિનામા સોસાયટી અસ્તિત્વમા આવી

આ પ્રમાણે લગભગ પા સદીના અથાગ શ્રમથી અનેક મુશ્કેલીઓ વેઠીને જે સસ્થા પોતે ઉછેરી હતી, અને જેનો કાર્યભાર પોતે સ્વતત્ર રીતે ચલાવતા હતા, તેજ સસ્થા હવે જાહેર મડળને સોપવામા આવી, એટલે તે મડળના ઉપરી-પણા હેઠળ કામ કરવાનુ પોતે પોતાની મેળે સ્વીકારી લીધુ પ્રાપ્ત અધિકાર યા સત્તાનો ત્યાગ સહેલથી થઇ શકતો નથી સામાન્ય જનતાનો સ્વભાવ છે કે પોતે મેળવેલી સત્તા બનતા પ્રયાસે જાળવી રાખવી અને જો અમુક કારણ સર તે સત્તા પોતાના હાથમાથી જાય અને પોતે સ્વતત્ર હતા તે પરતત્ર થાય તો હ્રદયને આઘાત થયા વગર રહે નહિ સામાન્ય જનસમાજમા આવા પ્રકારનુ જે દૂષણ જોવામા આવે છે તેનો સુભાગ્યે મી શાહમા અભાવ હતો તેથી સોસાયટીને પોતાની શાળા સોપી દેવાથી તેમના સ્વતત્ર પદમા જે અવસ્થાતર થયો તે, સસ્થાના ભાવિ હિતને પ્રાધાન્ય આપી, પોતાના અગત લાભને ગૌણ માની, પોતે સહર્ષ સ્વીકારી લીધો

મી શાહે પોતે અત્યાર સુધી કરેલા અવિરત શ્રમના પરિણામે જે સસ્થાને સારા પાયાપર મૂકી હતી તે પરથી તથા તે સસ્થાને લગતી સઘળી મીલકતપરથી પોતાનુ સ્વામિત્વ છોડી સોસાયટીને સોપ્યુ તેના અલ્પ બદલા તરીકે અમુક રકમ મી શાહને good-will દાખલ આપવાની સોસાયટી તરફથી સૂચના થઇ પરતુ જે ઉચ્ચ આશયથી, નિર્લોભતાથી

અને નિસ્વાર્થ રીતે અત્યાર સુધી કાર્ય કરી રહ્યા હતા, તે જ ઉચ્ચ પ્રકારના ગુણોએ મી શાહ પાસે ઉપલી માગણીનો અસ્વીકાર કરાવ્યો અને જ્યારે સોસાયટીના અગ્રગણ્ય સભ્યો તરફથી એમ કહેવામા આવ્યુ કે તેઓએ પોતાને માટે નહિ પણ તેમની સતતિના લાભ માટે કાઈ પણ સ્વીકારવુ જોઇએ તેના ઉત્તરમા મી શાહે જણાવ્યુ કે મારી શાળા અને મારી સતતિ વચ્ચે હુ કાઇ ભેદ જોતો નથી અને તમે જે રકમ આપવા માગો છો તે મારી શાળા–સતતિને મારી હયાતીમા વારસા તરીકે આપી દઉ છુ

આ ઉત્તરે સવને ચકિત કર્યા જેઓ એમના ગાઢ પરિચયમા આવ્યા હતા તેઓએ પણ એમ ધાર્યુ ન હતુ કે આવી ઉચ્ચ કોટીના સ્વાર્થત્યાગની પ્રતીતિ મી શાહ તરફથી મળશે મી શાહનો ઉત્તર એવો નિશ્ચયાત્મક હતો કે એ સબધમા વિશેષ આગ્રહ કરવો એ એમના ઇષ્ટ મિત્રોને પણ નિરર્થક લાગ્યુ તેમ છતા તેઓ મી શાહના કુટુબ માટે કાઇ પણ વ્યવસ્થા કરવાને ઉત્સુક હતા, તેથી તેઓ બીજા કોઇ ઇલાજને અભાવે એવા વિચાર પર આવ્યા કે સોસાયટીને ખર્ચે રૂા ૫૦૦૦)નો મી શાહની જીદગીનો વીમો ઉતરાવવાની ગોઠવણ કરવી આ વાત પણ મી શાહને ગમી નહિ પરતુ લાઇલાજે એમને અત્યાગ્રહને વશ થવુ પડ્યુ તેમ છતા પોતાના મન સાથે એમણે દૃઢ નિશ્ચય કર્યો હતો કે એ રૂા ૫૦૦૦)માની એક પાઇ પણ પોતાના કુટુબના ઉપયોગ માટે લેવી નહિ તેથી આગળ પાચમા

પ્રકરણમા જણાવ્યા મુજબ, તે રકમનો લાભ સોસાયટીને જ મળે એવી યોજના તેમણે કરી રાખી હતી

તા ૭મી જુન ૧૯૧૩ને દિવસે સ્કુલ સ્થપાયાને ૨૫ વર્ષ પૂરા થવાના હતા તેથી તે વર્ષની શરૂઆતમા સ્કુલના આગલા તેમજ તે સમયના વિદ્યાર્થીઓએ મળી જુન મહિનામા સ્કુલની 'Silver Jubilee' અથવા રૂપક મહોત્સવ ઉજવવાનો નિશ્ચય કર્યો યોગ્ય તૈયારી થયા પછી વિદ્યાર્થીઓની કમીટીએ તા ૧-૬-૧૩ને રોજ તે ઉત્સવ ઉજવવાનુ નક્કી કર્યુ અને તે મહત્વના પ્રસંગે પ્રમુખપદ લેવા માટે પુનાની ફર્ગ્યુસન કૉલેજના પ્રીન્સિપાલ ઓનરેબલ મી (હાલ ડૉક્ટર) રઘુનાથ પી. પરાંજપેને નિમંત્રણ કરવામા આવ્યુ મી પરાંજપે જેઓ કેળવણીના કાર્યમા ઘણો રસ અને ઉત્સાહ બતાવી રહ્યા હતા તેમણે તે નિમંત્રણ સ્વીકાર્યુ, અને રવિવાર તા ૧-૬-૧૩ને રોજ શાળાનો રુપક મહોત્સવ ઉજવવામા આવ્યો



# પ્રકરણ ચોથું

## (૧૯૧૩-૧૯૧૮)

ગયા પ્રકરણમા જણાવ્યા મુજબ સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરી, સસ્થાનો કુલ કાર્યભાર તેને સોપી મી શાહ શાળાના ભાવિ અસ્તિત્વ સબધી ચિતામાથી મુક્ત થયા પણ તે સસ્થાની આર્થિક સ્થિતિમા હજુ એવો સુધારો થયો નહતો કે જેથી તે બાબતમા તેઓ તદ્દન નિશ્ચિન્ત થઇ શકે તેથી તેમણે સ્કુલના વધતા જતા ખર્ચને પૂગી વળવા તેમજ કેળવણીને માટે જોઇતા અન્ય જરૂરી સાધનોના વિકાસ માટે આર્થિક સહાય મેળવવા તરફ ખાસ લક્ષ્ય આપ્યુ

એ અરસામા આ શહેરના વતની શ્રીયુત તાપીદાસ અને તુલસીદાસ વરજદાસે ગરીબ વર્ગના હિદુ વિદ્યાર્થીઓને મફત કેળવણી મળે એ ઉદ્દેશથી એક સારી રકમ જુદી કાઢી છે એમ મી શાહના જાણવામા આવ્યુ આ રકમ શાળાના લાભાર્થે મેળવી શકાય તો સગીન મદદ થઇ પડે એ વિચારથી મી શાહે ઉક્ત ફડના ટ્રસ્ટી વિગેરેને મળી તે સબધમા મસલત ચલાવી એ ટ્રસ્ટ ફડના મૂળ હેતુને હરકત ન આવે એવી રીતે યોગ્ય ફેરફાર સહિત એ ફડ શાળા માટે મેળવવાનુ હોવાથી, હાઇકોર્ટની ડીક્રી તેમજ ટ્રસ્ટીઓની સમતીની જરૂર હતી તે પ્રાપ્ત કરવ મા કેટલોક સમય વ્યતિત થઈ ગયો

એ ફડને અંગે યોગ્ય સૂચનાઓ કરવા માટે મી શાહને વખતો વખત મુબાઇ જવુ પડતુ એક વખત જ્યારે એમને સખત તાવ આવેલો હતો ત્યારે મુબઇથી રા માળવી તરફથી એમને મુબાઇ બોલાવવા સબધી તાકીદનો તાર આવ્યો એમની તબીયેતની સ્થિતિ જોતા તેઓ મુબાઇ જાય એ એમના મિત્રોને વ્યાજબી લાગ્યુ નહિ તેથી કયાતો એક બે દિવસ મુબાઈ જવાનુ મુલતવી રાખવુ, અથવા રા રમણલાલ ચીનાઈ જેઓ તે વખતે સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી હતા, તેમને મોકલવા એ પ્રમાણે સૂચના થઇ પણ ઢીલ થવાથી કામ બગડે તેમ હતુ તેમજ સ્કુલની જરૂરીયાતોને લગતી તેમજ ખર્ચને લગતી વિગતવાર આકડાઓની જરૂર હતી અને તે જેટલી ચોક-સાઇથી અને ખાત્રીપૂર્વક મી શાહ જેવા અનુભવી માણસ આપી શકે, તેટલીજ ચોકસાઇથી બીજો કોઇ આપી શકે એમ ન હતુ તેથી આખરે મી શાહે પોતેજ જવાનો નિશ્ચય કર્યો અને એમના મિત્રો તથા સ્નેહીસબધીઓ તરફથી વધુ આગ્રહ કરવામા આવ્યો ત્યારે મી રમણલાલ ચીનાઇએ એમની સાથે જવુ એમ ઠર્યું સ્કુલના હિત માટે ગમે તેવે પણ ભોગ આપવા મી શાહ હમેશા તૈયાર રહેતા મી શાહની કારકીર્દિમા એવા ઘણા પ્રસગો બનેલા કે જ્યારે મી શાહ સ્કુલની સગવડ સાચવવા ખાતર પોતે ગમે તેવી અગવડો વેઠી લેતા આ પ્રસગ તેવા પ્રસગોમા નો એક હતો

ગ ત્રિભુવનદાસ માળવીનુ અને તે વખતના એડવોકેટ જનરલ ઓનરેબલ મી ન્યૂગમેન વિગેરેની સહાયથી ગી શાહના પ્રયાસ ફતેહમદ થયો અને અમુક સરતોએ એ જ આનાયતીને સ્કુલના લાભ માટે મળશે, એમ ૧૯૧૫-૧૯ના નક્કી થ તે સરતને અનુસરીને સ્કુલ જે પહેલા પ્રોપ્રાઈટ ઇંગ્લીશ સ્કુલ'ના નામથી ઓળખાતી, અને જેનુ નામ ૧૯૦૭મા 'સાર્વજનિક હાઇસ્કુલ' ગણવામા આવ્યુ હતુ, તે હવે 'તાપીદાસ અને તુલસીદાસ વ્રજદાસ સાર્વજનિક હાઇસ્કુલ ના નામથી ઓળખાવા લાગી વળી [illegible] સરત મુજબ રૂા એક લાખનુ ટ્રસ્ટફંડ ગણાવામા આવ્યુ છે અને તેના વ્યાજમાથી દર વર્ષ રૂા ૨૪૦૦થી ૨૫૦૦ ની રકમ આ શાળામા [illegible] વગના હિંદુ વિદ્યાર્થીઓને માફી આપવા માટે વપરાય છે

સુરત જેવા ઐતિહાસિક શ[illegible] [illegible] ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરવાનુ સાધન ન હતુ તેથી [illegible] વિદ્યાર્થીઓને તે શિક્ષણ પ્રાપ્ત કરવા વડોદરા અમદાવાદ મુબાઈ વિગેરે સ્થળોએ જવુ પડતુ સુરતમા જો એક આર્ટ્સ કોલેજ ઉઘાડવામા આવે તો સ્થાનિક વિદ્યાર્થીઓની મુશીબત દૂર થાય અને દ્રવ્યના સકોચને લીધે જે વિદ્યાર્થીઓ ઉચી કેળવણીનો લાભ લેવા બ્હારગામ ન જઈ શકે તેઓ પણ તે કેળવણી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય એવા વિચારથી સુરતના તેમજ સુરતની આસપાસના સભાવિત ગૃહસ્થોએ સુરતમા એક આર્ટ્સ કોલેજ સ્થાપવાનુ નક્કી કર્યુ આ હીલચાલ મુખ્યત્વે કરીને કતારગામના

રહીશ પ્રોફેસર કુવરજી જી નાયકને આભારી છે એમણે શરૂઆત કરી અને નવેબર ૧૯૧૫મા સોસાયટીને કોલેજ ઉઘાડવાના કામમા મદદ કરવા લખ્યુ સોસાયટીને પણ સુરતમા આર્ટ્સ કોલેજની જરૂર જણાયાથી તે કામમા બનતી મદદ કરવા તેણે પોતાની ઇચ્છા જણાવી ફડ ઉઘરાવવા માટે જુદી જુદી કમીટીઓ નીમવામા આવી અને પૈસા એકઠા કરવાનુ કામ શરૂ થઈ ગયુ થોડા સમય પછી મે ૧૯૧૯મા પ્રો નાયક, રા છગનલાલ ઠાકોરદાસ મોદી, રા બળવતરાવ ત્રિપુરાશકર વકીલ વિગેરે પ્રભાવિત ગૃહસ્થોએ સોસાયટીની મેનેજીંગ કમીટીને અરજી કરી કે સુરતમા જે કોલેજ સ્થાપવાનો પ્રયાસ ચાલી રહ્યો છે, તે કોલેજ જો સોસાયટીની એક સસ્થા તરીકે સ્થાપવામા આવે અને સોસાયટીની મેનેજીંગ કમીટી તે સસ્થા ચલાવવાની જોખમદારી પોતાને શિર લે, તો ફડ ઉઘરાવવાનુ કામ વધારે સુતરૂ થઈ પડે આ ઉપરથી મેને-જીંગ કમીટીએ કોલેજ સ્થાપવાનો નિશ્ચય કર્યો

અત્રે એટલુ જણાવવાની જરૂર છે કે મી શાહ પોતે કોલેજ સ્થાપવા બહુ ઉત્સુક ન હતા તેનુ કારણ એમ નહિ કે ઉચ્ચ કેળવણી તરફ તેમનો અણગમો હતો અથવા તો એવી સસ્થા સુરતમા હસ્તિમા આવે તે તેમને ગમતુ ન હતુ એમનુ દૃષ્ટિબિંદુ જુદુજ હતુ તેઓ માધ્યમિક કેળવણીને સારા પાયાપર મૂકવા ઘણા ઇંતેજાર હતા હજુ સુધી સુરતમા સ્ત્રીકેળવણી માટે જોઇતી સગવડો હતી નહિ, તેથી પુરૂષ વિદ્યાર્થીઓ માટે નમુનેદાર શાળા સ્થાપ્યા

પછી સ્ત્રી-વિદ્યાર્થીઓ માટે સાધનો પૂરા પાડવાની વધારે જરૂર છે એમ તેમને લાગ્યુ હતુ અને તેથી કેટલો સમય થયા સુરતમા એક નમુનેદાર સ્ત્રી કેળવણીની સસ્થા સ્થાપવા તેઓ વિચાર કરી રહ્યા હતા (વળી એમના એક મિત્રને એમણે કહેલુ કે મીડલ સ્કુલમા આવતા છોકરાઓનો ગુજરાતીનો અભ્યાસ બરાબર હોતો નથી તેથી પ્રાઇમરી સ્કુલ કહાડવાની જરૂર કોલેજ કહાડવા કરતા વધારે લાગે છે) પરતુ એટલામા સોસાયટીએ કોલેજ સ્થાપવાનુ કામ પોતાને માથે લીધુ એટલે પોતે તે કામમા રોકાયા અને જે ખત અને ઉત્સાહ તેઓ અત્યાર સૂધી સ્કુલના કાર્યમા બતાવી રહ્યા હતા તેનો હવે કોલેજ માટે ફડ ભેગુ કરવામા ઉપયોગ કર્યો આજ પર્યત સ્કુલ માટે સ્વાર્થરહિત સતત પ્રયાસ ચાલુ રાખ્યો હતો તેથી તેઓ જાહેર પ્રજાનો વિશ્વાસ મેળવી શકયા હતા તે વિશ્વાસ તથા તેમનો અનુભવ આ સમયે ઘણો ઉપયોગી થઇ પડયો, અને રા ત્રિભુવનદાસ નરોતમ-દાસ માળવી, રા ચુનીલાલ માણેકલાલ ગાંધી વિગેરેની સહાયથી ઘણા થોડા સમયમા કોલેજ માટે સારી રકમ મેળવવા ભાગ્યશાળા થયા અને જુન ૧૯૧૮મા વાઈસ ચેન્સેલર સર ચીમનલાલ સેતલવડને શુભ હસ્તે સુરતમા આર્ટ્સ કોલેજની સ્થાપના થઇ

શાળાના શિક્ષકોમા વારવાર ફેરફાર થાય તે ઇચ્છવા જોગ ન હોવાથી ૧૯૧૭મા મી શાહે Perman nt st ff (કાયમ શિક્ષક વર્ગ)ની યોજના ઘડી શિક્ષકો માટે પગારનો ક્રમ હજુ સુધી નક્કી થયો ન હતો અને ભવિષ્યમા તેમને

વધારેમા વધારે કેટલો પગાર મળશે તે પણ નક્કી કરવામા આવ્યુ ન હતુ તેથી સ્વાભાવિક રીતે શિક્ષકો આ સ્કુલમા હમેશને માટે જોડાવા તત્પર ન હતા આ ખામી દૂર કરવામા આવી, અને મેટ્રીકયુલેટ, બી એ વિગેરે માટે પગારનો ક્રમ ગોઠવવામા આવ્યો પણ સૌથી અગત્યનો ફેરફાર પ્રોવીડટ ફડ સબધી હતો ૧૯૦૭મા મી શાહે પ્રોવીડટ ફડની યોજના અમલમા મૂકી હતી પણ તેમા સ્કુલ તરફનો ફાળો આગળ જણાવ્યા મુજબ સતોષકારક ન હતો તેમા ઘણોજ સારો ફેરફાર કરવામા આવ્યો સ્કુલનો ફાળો શરુઆતમા એક રૂપીયે એક આનો રાખવામા આવ્યો નોકરીની મુદત વધતી જાય તેમ તેમ સ્કુલના ફાળામા વધારો થાય અને ૨૦ વર્ષની નોકરી પછી રૂપીયે બે આના મળે એમ નક્કી થયુ, આથી શિક્ષકોને એમ લાગ્યુ કે તેમના ભવિષ્ય માટે સારી ગોઠવણ થશે સરકારી શાળામા શિક્ષકોને પેન્શન મળે છે, ત્યારે આ શાળામા પ્રોવીડન્ટ ફડનો લાભ મળે છે એક દૃષ્ટિ બિદુથી વિચાર કરીએ તો પ્રોવીડટ ફડની યોજના વધારે ઇચ્છવા જોગ છે પેન્શનનો લાભ અમુક વર્ષની નોકરી કર્યા પછી લાબી જીદગી ગાળનારને મળે છે પરતુ પ્રોવીડટ ફડનો લાભ શિક્ષક નોકરીમા દાખલ થાય ત્યારથી મળવા માડે છે તે ઉપરાત અણધાર્યા સજોગો માટે પેન્શન બીલકુલ મદદ કરતું નથી ત્યારે પ્રોવીડટ ફડની યોજનાથી અકાળ-મરણ વિગેરે સજોગોમા શિક્ષકને ખાતે તેની નોકરી દર-મ્યાન જમા થયલી સઘળી રકમ તેના વારસોને મળે છે આ રીતે વિચાર કરતા હિદુસ્તાનમા જ્યા સરેરાસ આયુષ્ય

૩૦ કરતા વધુ નથી ત્યા પ્રોવીડટ ફડની યોજના એકદરે વધારે લાભકારક છે બુદ્ધિશાળી યુવકો જેમને કેળવણીના કાર્યમા જોડાવાની ઇચ્છા હોય છે, તેઓ આવી યોજનાથી આકર્ષાય છે અને તેને પરિણામે આજ સાર્વજનિક હાઇ સ્કુલમા ૧૯ શિક્ષકો Permanent staff ની યોજનામા દાખલ થયા છે

૧૯૧૮ની શરૂઆતમા સોસાયટીએ એક અગત્યની પ્રવૃત્તિની શરૂઆત કરી સુરતની પાસે આવેલા કતારગામના શહેરીઓએ પોતાના ગામમા એક અગ્રેજી શાળા સ્થાપવાનો વિચાર કર્યો

અગ્રેજી શાળાના અભાવે ત્યાના વિદ્યાર્થીઓને સુરતની સ્કુલમા અભ્યાસ કરવા આવવુ પડતુ આઅડચણ દૂર કરવાના હેતુથી ત્યાના અગ્રગણ્ય વતનીઓએ એક અગ્રેજી શાળા ઉઘાડવાનો વિચાર કર્યો તે માટે ફડ ઉભુ કરવામા આવ્યુ જેમા ત્યાના જાણીતા વતની મરહુમ કીલાભાઇ દુર્લભભાઇએ રૂા ૨૫૦૦)ની સારી રકમ ભરી આપી બીજા શહેરીઓએ પણ સારી મદદ કરી અને કુલ્લે રૂા ૫૫૦૦) ફડમા ભરાયા તે ગામના રહીશોએ આ પ્રમાણે પૈસાનુ કામ સારી રીતે પાર પાડયુ બીજો અગત્યનો સવાલ શાળા ઉઘાડી તેની વ્યવસ્થા સબધી હતો કતારગામના સભાવિત ગૃહસ્થોને લાગ્યુ કે અમુક બધારણસર કામ કરતા કોઇ જાહેર મડળને એ સસ્થાનો કાર્યભાર સોપવામા આવે તો સ્કુલના ભવિષ્ય વિષે ઓછી શકા રહે તે ઉપરાત બીજા પણ ઘણા લાભ થાય આ હેતુથી મરહુમ નારણજીભાઈ કુવરજી મામલતદાર, મરહુમ ડાહ્યાભાઈ

કલ્યાણજી વકીલ, રા ભગુભાઇ બાવાભાઇ વિગેરે અગ્રગણ્ય ગૃહસ્થોએ સાર્વજનિક સોસાયટીને એ સંસ્થાનો કાર્યભાર લેવા માટે વિનતિ કરી તેને માન આપી સોસાયટીએ સદરહુ સંસ્થાની વ્યવસ્થા પોતાને શિર લેવાનું કબુલ કર્યું અને તા ૧-૪-૧૮ને રોજ કતારગામ સાર્વજનિક એંગ્લો-વર્નાકયુલર સ્કુલ હસ્તિમા આવી

બરાબર ત્રીસ વર્ષના અવિરત શ્રમના ફળ રૂપ કતારગામ સ્કુલ, સાર્વજનિક હાઇસ્કુલ અને સાર્વજનિક કોલેજ, પોતાની જન્મભૂમીને અર્પણ કરી પોતે કૃતકૃત્ય થયા માની મી શાહે કાંઇક વિશ્રાન્તિ લેવાનો વિચાર કર્યો અને એ હેતુથી ત્રણ મહિનાની રજા લઇ બ્હારગામ જવાની તૈયારી કરવા માડી એટલામા ૧૮મી ઓકટોબર ૧૯૧૮ના અરસામા તેઓનુ શરીર એકાએક અસ્વસ્થ થયુ, અને બે ત્રણ દિવસ જેવા ટુંક સમયમા માદગીએ ગભીર સ્વરૂપ ધારણ કર્યું તા ૨૨મી ઓકટોબરની રાત્રે સગાસ્નેહીઓ ચિંતાતુર થયા ઘણા ઉપચારો કરવામા આવ્યા પણ નિષ્ફળ નીવડ્યા અને તા ૨૩મી ને બપોરે એમણે આ ફાની દુનીયાનો ત્યાગ કર્યો આજ દિવસ ત્હેમના નિશ્ચય પ્રમાણે તેઓ હવાફેર માટે ડુમસ જનાર હતા માણસ એક વાત ધારે છે દૈવ બીજુંજ ધારે છે ઈશ્વરની ગતિ કોઇ કળી શકયુ નથી, કળી શકનાર નથી ઈશ્વર સદ્‌ગતના આત્માને શાતિ બક્ષે એટલી પ્રાર્થના કરી વિરમીશુ.

# પ્રકરણ પાંચમું.

## ઉપસંહાર

ગ શાહના અકાળ અવસાનથી સુરત શહેરને તેમજ જીલ્લાને નહી પૂરાય એવી ખોટ સહન કરવી પડી છે સત્યને ચાહનાર, સર્વ શક્તિમાન પરમેશ્વર પર ભરોસો રાખી એક નિષ્ઠાથી કામ કરનાર, સ્વાર્થ ત્યાગ અને આત્મ ભોગના સિદ્ધાંતમા આપણા દક્ષિણી ભાઇઓને પણ ટપી જનાર, અડગ વર્ચવાળી વ્યક્તિ સુરતે ખોઇ છે ટૂંકાણમા સુરતે એક વીર ગુમાવ્યો છે એમ કહીએ તો તે અતિશયોક્તિ ન કહેવાય

મરહુમે બજાવેલી જાહેર સેવા અને આત્મભોગને લીધે તેઓ ઘણાજ લોકપ્રિય થયા હતા ને સુવિદિત છે અને તેમના અવસાન પછી શહેરના સર્વ કોમના આગેવાન ગૃહસ્થો તરફથી બોલાવવામા આવેલી તા ૯–૧૧–૧૮ને રોજ જે ગજાવર સભા પોતાનો શોક પ્રદર્શિત કરવા એકત્ર થઇ હતી તે સ્વર્ગસ્થ પ્રત્યેની લોકપ્રીયતાની અનેક પ્રતીતિઓમાની એક હતી તે સભાનુ પ્રમુખસ્થાન સુરતના આઇરીશ મીશન ખાતાના મુખ્ય અધિકારી રેવરંડ ડૉ સ્કૉટને આપવામા આવ્યુ હતુ અને તેઓશ્રીએ પોતાના વિવેચનમા મરહુમને વર્ડ્ઝવર્થ કવિના 'હેપી વોરીઅર' ('Happy Warrior') સાથે સરખાવ્યા હતા અન્ય વક્તાઓ તરફથી રા શાહના ઉત્તમ ગુણોની પ્રશંસા થયા બાદ તેમના કુટુંબપર સુરતની સમસ્ત પ્રજા

તરફના દિલાસાપત્ર મોકલવાનો ઠરાવ કરવામા આવ્યો હતો ત ઉપરાત મરહુમે લગભગ ત્રીસ વષ સુધી સુરત શહેરની જે સેવા બજાવી તે માટે તેમનુ નામ કાયમ રાખવાના હેતુથી જાહેર પ્રજા તરફથી એક સ્મારકફડ સ્થાપવાનુ નક્કી કરવામા આવ્યુ

તદનુસાર તે અગે નીમાયલી કમીટી તરફથી તે કામ ઉપાડી લેવામા આવ્યુ અને ટુક સમયમા તે ફડમા આસરે રૂા ૫૦૦૦) ભરાઇ ગયા સદરહુ ફડમાથી મરહુમનુ એક ઓઇલ પેઇન્ટીગ રા બા નગીનચદ ઇન્સ્ટીટયુટના જાહેર હોલના મૂકવામા આવ્યુ તે ઉપરાત મુબાઇના પ્રખ્યાત શીલ્પશાસ્ત્રી રા મ્હાત્રેએ બનાવેલુ મરહુમનુ એક આરસપહાણનુ બાવલુ (Bust) સુરતની **મગનલાલ ઠાકોરદાસ બાલમુકુંદદાસ આર્ટસ કૉલેજ**ના મકાનના હોલમા સ્થાપિત કરવામા આવ્યુ તે બાવલા પાછળ કમીટીને આસરે રૂા ૩૦૦૦)નો ખર્ચ થયો

બાવલુ ખુલ્લુ મૂકવાની ક્રિયા સુરતના વતની મુબઇ સરકારના તે વખતના આબકારી અને ખેતીવાડી ખાતાના પ્રધાન અને હાલના એકઝીક્યુટીવ કાઉન્સીલર ઓન મી ચુનીલાલ વ્રજભુખણદાસ મહેતાને શુભ હસ્તે તા ૨૩–૧–૨૩ ને રોજ કરવામા આવી હતી તે સમારભમા સુરતના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સારી સખ્યામા હાજરી આપી હતી સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ રા ત્રીભુવનદાસ નરોતમદાસ માળવીએ ઓન મી મહેતાને બાવલુ ખુલ્લુ મૂકવાની વિનતિ કરી પોતાના ભાષણ દરમ્યાન રા માળ-

વીએ રા શાહના જીવનની મુખ્ય બાબતો પર વિવેચન કરી સ્મારક ફંડ શીરીતે ઉભુ કરવામા આવ્યુ તેનો ટુંક હેવાલ આપ્યો હતો ત્યાર બાદ ઓન મી મહેતાએ પોતાના વિવેચનમા સ્વર્ગસ્થ શાહના જીવનમાથી લેવાના બોધપાઠો સમજાવ્યા સ્વ શાહની મૂર્તિ વિદ્યાર્થીઓને પ્રેરણા રૂપ થઈ પડશે એમ તેઓએ જણાવ્યુ પોતાનુ ભાષણ સમાપ્ત કરતા પ્રમુખે સ્વ શાહના આત્મભોગ અને અપૂર્વ ત્યાગ માટે અજલી આપી, સૂચના કરી કે તેમના સ્મારક તરીકે સુરતમા ભારત સેવક સમાજ સ્થપાય અને ગુજરાતને સેવકોની જરૂર છે તે પૂરી પાડવામા આવે

આ ઉપરાત તે સમયે શાળામા શિક્ષણ લેતા વિદ્યાર્થીઓએ મરહુમ પ્રત્યે પોતાનો પૂજ્ય ભાવ પ્રદર્શિત કરવાના હેતુથી એક નાનુ સ્મારક ફડ ઉભુ કર્યુ અને તેમાથી ગ શાહની આખા કદની તસ્વીર તૈયાર કરાવી સ્કુલને અર્પણ કરી તે તસ્વીર હાલ સ્કુલના મેટ્રીકયુલેશનના વર્ગમા મૂકવામા આવી છે વળી મીડલ સ્કુલના વિદ્યાર્થીઓએ પણ એવાજ હેતુથી ફડ ઉઘરાવી મરહુમની એક તસ્વીર પોતાની શાળાને અર્પણ કરી જે મીડલ સ્કુલના મકાનમા રાખવામા આવી છે

વધુમા શાળાના આગલા વિદ્યાર્થીઓએ પણ એક સ્મારક ફડ સ્થાપ્યુ છે જેમા આશરે રૂા ૧૫૦૦) ભરાયલા છે તે ફડની શુ વ્યવસ્થા કરવી તે હવે પછી નક્કી થશે

પોતાના અવસાન પહેલા લગભગ બે મહિનાપર સ્વ શાહે પોતાની મીલકતનુ વસીયતનામુ કરી મૂકેલુ હતુ

તે એમના મૃત્યુ પછી એમના અગત્યના ખતપત્રોમાથી મળી આવ્યુ મદરહુ વસીયતનામામા જણાવેલી બીજી વિગતોમા નીચે આપેલી વિગત ખાસ લક્ષમા લેવા જેવી છે.

"પેરા ૧૩ ઉપર મુજબ સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીએ મારા ઉપર મહેરબાની કરી મારે માટે રૂા ૫૦૦૦) ની પોલીસી લીધી છે તે માટે સોસાયટીનો હુ આભારી છુ પણ એ પોલીસીના નાણા મારા કુટુબના વપરાસ માટે લેવા મારી ઈચ્છા નથી. એ પોલીસીના નાણા હુ આથી સોસાયટીને બક્ષિસ આપુ છુ તેનો ઉપયોગ યોગ્ય લાગે તેમ કરવા સોસાયટીને અખત્યાર છે પણ સોસાયટીને એ સૂચના કરૂ છુ તે મુજબ તેમને યોગ્ય લાગે તો અમલ કરે, મારા કુટુબ માટે કાઇ પુજી મુકી જવાની હુ આશા રાખતો નથી મારા પુત્રો બાળક છે એટલે તેમના નિર્વાહ કે કેળવણી માટે તેમને પૂરતી આવક મળે એ વિષે મને શક છે, તેથી હુ સૂચના કરૂ છુ કે એ પોલીસીના રૂા ૫૦૦૦) આવે તે સઘળા પોર્ટ ટ્રસ્ટ કે બીજીકોઇ સધર સીકયુરીટીઝમા રોકવા અને તેના વ્યાજમાથી દરમાસે રૂા ૧૦)ની એક સ્કૉલરશીપ સાર્વજનિક હાઈસ્કુલમા મેટ્રીકયુલેશન પરીક્ષામા પહેલો આવનાર વિદ્યાર્થી જે સાર્વજનિક કોલેજમા દાખલ થાય તેને મારા સ્વ પિતાજીના નામથી આપવી અને બાકી જે આવક રહે તે મારો નાનો છોકરો ૨૫ વર્ષનો થાય ત્યા સુધી મારા કુટુબના નિર્વાહ માટે આપવી મારા કુટુબને મદદ તરીકે આપવાનુ બધ થાય ત્યારે તે રકમનો ઉપયોગ સોસાયટી

યોગ્ય લાગે તેમ કરવાને મુખત્યાર છે આ બને સૂચના ઓનો અમલ કરવો કે નહિ અને ઉપલી રૂા ૫૦૦૦)ની રકમનો ઉપયોગ કેવી રીતે કરવો તે સોસાયટીની મુન્સફી ઉપર છે”

મહહુમના સ્વાર્થત્યાગની જો કોઇપણ વધારે પ્રતીતિની જરૂર હોય તો તે ઉપલો ફકરો પૂરી પાડે છે સાર્વજનિક સોસાયટીની મેનેજીંગ કમીટીએ મરહુમની ઇચ્છાનુસાર રૂા ૫૦૦૦) સ્વીકારવાનુ નક્કી કર્યું અને સ્વર્ગસ્થની સૂચના મુજબ એમના પિતાશ્રી ઘેલાભાઇ ભૂખણદાસના સ્મરણાર્થે સાર્વજનીક હાઇસ્કુલમાથી પહેલે નબરે મેટ્રીકયુલેશન પરીક્ષા પસાર કરી મગનલાલ ઠાકોરદાસ બાલમુકુદદાસ આર્ટ્સ કોલેજમા અભ્યાસ કરતા વિદ્યાર્થીને માસિક રૂા ૧૦)ની શિષ્યવૃત્તિ (સ્કૅાલરશીપ) આપવાનો ઠરાવ કર્યો જે મુજબ આજ પાચ વર્ષ થયા તે શિષ્યવૃત્તિ આપવામા આવે છે વળી જે એકનિષ્ઠાથી મરહુમે સોસાયટીને પોતાની જીદગી અર્પણ કરી હતી તેમજ રૂા ૫૦૦૦) જેવી ઉદાર રકમ સોસાયટીને બક્ષિસ આપવામા સોસાયટી પ્રત્યેનો પોતાનો પ્રેમ અને હૃદયનુ ઔદાર્ય દર્શાવ્યાં હતા તે સર્વની કદર કરી, ગ શાહના કુટુબને એમનો નાનો પુત્ર ૨૧ વર્ષની વયનો થાય ત્યા સુધી માસિક રૂા ૩૦) અકે ત્રીસનુ પેન્શન આપવાનો ઠરાવ કરવામા આવ્યો

જે વિકટ સજોગોમા ગ શાહે સ્કુલને નિભાવી સારા પાયાપર મૂકી કૅાલેજ જેવી ઉચ્ચ કેળવણીની સસ્થાને હસ્તીમા લાવવા માટે પણ તનતોડ મહેનત કરી હતી

તેના અલ્પ બદલા તરીકે સ્વર્ગસ્થના કુટુબ માટે ઉપરના કરતા પણ વધારે સારી અને ઉદાર યોજના સોસાયટીએ કરી હોત તો તે અયોગ્ય કહેવાત નહિ

ગ શાહ એમની પાછળ એક વિધવા, બે પુત્રો તથા એક પુત્રી મૂકી ગયા છે મોટો પુત્ર નામે ચદ્રવદન હાલ મ ઠા બા આટર્સ કોલેજમા બી એ ના વર્ગમા અભ્યાસ કરે છે ને નાનો પુત્ર નામે વેકુઠ સાર્વજનિક હાઇસ્કુલમા ચોથા ધોરણમા છે

સસ્થાઓ ચલાવવામા યશસ્વી નીવડવાના બીજા કારણો પકી એમના ઉચ્ચ ગુણોએ મુખ્ય ભાગ ભજવ્યો છે નાનપણથીજ ગ શાહ આગ્રહી હતા પોતે આરભેલુ કાર્ય ગમે તે ભોગે પણ વિઘ્નની દરકાર રાખ્યા વગર પાર પાડવુ એ એમનો સ્વભાવ હતો મુશ્કેલીઓથી તેઓ ભાગ્યેજ નિરૂત્સાહી બનતા ઉલટુ તેથી તેમને તેમના કાર્યમા વધારે ઉત્તજન મળતુ આપણે આગળ જોયુ તે મુજબ,સને ૧૮૯૮મા, જ્યારે સુરતમા એમની શાળા સાથે સ્પર્ધા કરનારી બીજી શાળા સ્થાપવામા આવી ત્યારે જે અડગ ધૈર્ય એમણે બતાવ્યુ તેનો જો એમનામા અભાવ હોત તો સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની જે સસ્થાઓ આજે વિદ્યમાન છે તે હોત કે કેમ તે શકાસ્પદ છે

કરકસર એ એમનુ સહજ લક્ષણ હતું આ ઉત્તમ ગુણની ગેરહાજરીમા કુટુબો તેમજ જાહેર સસ્થાઓ અલ્પ સમયમા નાશ પામ્યાના અનેક દષ્ટાંતો મોજુદ છે. સસ્થાના ખર્ચમા સુવ્યવસ્થા રાખવાથીજ તેઓ શાળા

રૂપી નાવ સહીસલામત રીતે કીનારે આણી શકયા ખર્ચ મા ઝીણામા ઝીણી બાબતો પર પોતે ધ્યાન આપતા અને જ્યા જ્યા શાળાના હિતને હાનિ પહોચાડયા વગર કરકસર કરી શકાય એવુ હોય ત્યા તેઓ કરકસર કર્યા વગર રહેતા નહિ એમની કારકીર્દિમા એવા ઘણા પ્રસગો બન્યા હતા તેમાથી ફક્ત એકજ પ્રસગની અત્ર નોધ લઇશુ

મુબઈ ઇલાકાના ગવર્નર નામદાર લોર્ડ વીલીગડન એક સમયે ગુજરાતના રીક્રુટીગ ખાતાના મેળાવડા માટે સુરત આવનાર હતા ત્યારે સાર્વજનિક હાઇસ્કુલની મુલાકાત લેવાનો વિચાર કર્યો અને તે સબધી રા શાહને આગલે દિવસે રાત્રે લગભગ સાડાનવ વાગે નામદાર ગવર્નરના પ્રાઇ-વેટ સેક્રેટરી તરફથી તારથી ખબર મળી તે નામદાર બીજે દીવસે સવારે સાત વાગે શાળામા જનાર હતા તેથી તેમને યોગ્ય સન્માનની તૈયારી રાત્રેજ કરવાની જરૂર હતી ચોમાસુ હોવાથી ધીમો ધીમો વરસાદ પડતો હતો રા શાહ તે સમયે પોતાને ઘેરથી નાનપરે જવા નીકળ્યા અને રાત અધારી હોવાથી, તેમજ વરસાદ પડતો હોવાથી ભાડાની ગાડીમા જવાનો વિચાર કર્યો પરતુ ગાડીવાળાએ જોઇએ તે કરતા વધારે પૈસા માગ્યા તેથી તેઓ, આખો નબળી હોવા છતા, અધારી રાતે વરસાદ વરસતો હતો તે સમયે, ચાલતા નાનપરે ગયા અને કામકાજ આટોપી પાછા ફરતા રા ચુનીલાલ ગાંધીને ત્યા ગયા તેઓએ પૂછયુ કે આવે વખતે ચાલતા શા માટે ગયા ? જવાબમા રા શાહે જણાવ્યુ કે ગાડીવાળાએ માગેલુ અયોગ્ય દામ ખરચવુ એ

જાહેર નાણાનો ગેરઉપયોગ કર્યો કહેવાય, તેથી ચાલતા જવાનુ પસદ કર્યું

ઉપર વર્ણવેલી બાબત કદાચ નજીવી ગણાય પણ જાહેર નાણાનો અપવ્યય ન થાય તે માટે મી શાહને કેટલી લાગણી હતી, અને જાહેર નાણાના ઉપયોગ સબધે એમના વિચારો કેટલા ઉચ્ચ હતા તે આ ઉપરથી જણાઇ આવે છે સોસાયટીના આવા અગત્યના કામસર રાત્રે દસ વાગે વરસાદ વરસતો હતો તે સમયે, સોનીફળીએથી નાનપરે જવા માટે રા શાહે જો ચાર છ આના વધારે ખર્ચ્યા હોત તો કોઇ પણ રીતે અયોગ્ય કહેવાત નહિ છતા પણ જાહેર નાણામાથી એક પાઇને પણ ઉપયોગ કરતા પહેલા એ બહુજ વિચાર કરતા

આડબર અથવા બહારનો દેખાવ એ એમને પસદ ન હતો શાત રીતે કઇપણ હોહા કર્યા વગર કાર્ય કરવુ એ એમનો મુદ્રાલેખ હતો અને તે મુદ્રાલેખને તેઓ જીવન પર્યંત વળગી રહયા હતા લોકો એમની પ્રશસા કરે અથવા એમને માન આપે એવુ તે ઇચ્છતા ન હતા ઉલટુ આવા પ્રસગોથી તેઓ અલગ રહેતા એમની જ્ઞાતિમા અનેક મેળાવડાઓ થતા અને જ્યારે જ્યારે એમને પ્રમુખપદ માટે વિનતિ કરવામા આવતી ત્યારે તેઓ ચોકખી ના પાડતા માન અકરામ માટે એમને સ્પૃહા ન હતી તેની પુષ્ટિમા એક વિશેષ મહત્વના પ્રસગની નોધ લઇએ તો તે અસ્થાને નહિ ગણાય

સ્વર્ગસ્થની જાહેર સેવાની કદર કરી સરકારે એમને 'કૈસરે હિંદ'નો ચાદ એનાયત કર્યો આ સમાચાર પ્રસિદ્ધ

થયા ત્યારે ગ શાહ મુબાઈમા હતા ત્યા એમના એક સ્નેહીએ એમને તે માટે અભિનદન આપ્યુ તે સાભળી તેઓ બોલ્યા 'ભાઇ મારી મશ્કરી કરો છો ! માન ખિતાબ માટે મને કયારે અભિલાષા હતી? અને એનાથી શો લાભ ?" પદક લેવા માટે એમને પૂના જવા આમત્રણ કરવામા આવ્યુ પરતુ પદક માટે પૂને ખાસ જવાની અને તેમ કરીને પોતાનો અમૂલ્ય વખત ખોવાની એમની ઇચ્છા ન હોવાથી પૂનામા હાજરી આપી નહિ સદરહુ ચાદ સરકાર તરફથી મોકલી આપવામા આવ્યો તે એમના અવસાન પછી એમના કુટુબને મળ્યો

આ પદકના સબધમા નોધવા લાયક એક બીના અત્ર વીસરવી ન જોઇએ સ્વ શાહને નામદાર સરકાર તરફથી એનાયત થયલા આ માનથી ઉદભવેલો આનદ પ્રદર્શિત કરવાના હેતુથી એમની દશાપોરવાડ વણિક જ્ઞાતિના સુરત તેમજ મુબઇના મડળોએ જ્ઞાતિ ફડમાથી અમુક રકમ મજુર કરી મેળાવડો કરી સ્વ શાહને અભિનદન આપવા ઠરાવ કર્યો, અને તે વિષે એમને ખબર આપી તેના પ્રત્યુત્તરમા તેમણે ઉભય મડળોનો આભાર માન્યો અને તે રકમ કોઈ જ્ઞાતિ હિત વર્ધક કાર્યમા વાપરવાની સૂચના કરી, તદનુસાર એ નાણાનો જ્ઞાતિ પુસ્તકાલય વિગેરે કાર્યમા ઉપયોગ કરવામા આવ્યો છે

માન અકરામ માટે આજકાલ જે લોલુપતા કેટલાક તરફથી બતાવવામા આવે છે તે કયા અને આ વિરલ પુરુષની તે પ્રત્યે નિસ્પૃહા કયા !

ઉપર દર્શાવેલા ગુણો ઉપરાત સત્ય, પ્રમાણિકતા, અને નિયમન (Discipline) માટે એમને ઘણો આદર હતો

વિદ્યાર્થીઓ, એમના મદદનીશો અને એમના સસગમા આવનાર અન્ય વ્યક્તિઓ પકી કોઇપણ અપ્રમાણિક અથવા અસત્ય બોલનાર જણાતુ તો તેઓ પ્રત્યે તેમને ઘણોજ અણગમો રહેતો ગમે તે ભોગે પણ શાળાનુ નિયમન (Discipline) જાળવવા તેઓ ચૂકતા નહિ તેઓ સખત Disciplinarian ગણાતા વિદ્યાર્થીઓમા સત્ય અને પ્રમાણિકતા વિગેરેના ગુણોને ખીલવવા તેઓ સતત પ્રયત્ન કરતા અને અપરાધ કરનાર વિદ્યાર્થી સાચુ બોલે અને ગુન્હો કબુલ કરે તો તેના ઉપર રહેમદીલી દર્શાવતા ગણિત, ઇતિહાસ, ભાષા વિગેરેનુ જ્ઞાન પ્રાપ્ત કરાવી માત્ર પરીક્ષા પસાર કરવાને વિદ્યાર્થીઓને શક્તિમાન કરવા કરતા તેઓનામા ઉપર જણાવેલા ઉચ્ચ ગુણો ખીલવી તેમને ચારિત્રવાન બનાવવા એ વધારે અગત્યનુ છે, એમ રા શાહ માનતા અને બોધ તેમજ વર્તનથી એ આદર્શ વિદ્યાર્થી સન્મુખ રજુ કરતા

સ્વર્ગસ્થ શાળાના નિયમન (Discipline) સબધી કડક હતા, તેમ છતા સ્વભાવે માયાળુ હતા આ લક્ષણનો અનુભવ એમના મદદનીશોને અનેક પ્રસગે થયો હતો જે શાહ શાળામા હેડમાસ્તર તરીકે સખત ગણાતા તેજ શાહ એમને ઘેર સાધારણ પ્રસગે મળવા જનાર મદદનીશો તરફ માયાળુ વર્તણુક બતાવતા અને સેવ્ય સેવક ભાવ ભૂલી જઇ મિત્ર તરીકે વિના સકોચે વાર્તાલાપ કરતા એમની સખતાઈ વિદ્યાર્થીઓ તરફ પણ તેજ પ્રકારની હતી, અને કેટલાક વિદ્યાર્થીઓને તે ઘણી વખત અપ્રિય અને અસહ્ય લાગતી, પરતુ તેજ વિદ્યાર્થીઓ પુખ્ત વયે પહોચી જીવન સગ્રામમા

પડતા ત્યારે '**શાહ માસ્તર**'ને તેઓ જરૂર યાદ કરતા અને પોતાના તરફ બતાવેલી સખતાઇ પોતાના ભલા માટે હતી એમ તેઓની ખાત્રી થતી

વિદ્યાર્થીઓના હિત માટે એમને ઘણી કાળજી હતી જે વિદ્યાર્થીઓને આનો અનુભવ થયો હશે તે આ સારી રીતે જાણે છે લગભગ દરેક વિદ્યાર્થીના નામઠામ સ્થિતિ વગેરેથી વાકેફ હોઇ તેમના તરફ વ્યક્તિગત દેખરેખ રાખતા એમના ખાસ વિષય ગણિતમા જો કોઈ વિદ્યાર્થી નબળો માલમ પડે તો તેને પોતાને ઘેર બોલાવી પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી તેને તે વિષયનુ સારૂ જ્ઞાન આપતા આવા વિદ્યાર્થીઓ જયારે વધુ અભ્યાસ માટે કોલેજમા જતા, ત્યારે ત્યાની અધ્યાપકોની ફક્ત ભાષણ આપવાની પદ્ધતિ અને રા શાહની વિદ્યાર્થીઓ પર વ્યકિતગત લક્ષ આપવાની પદ્ધતિ આ બે વચ્ચેના તફાવતનો તેઓને સાક્ષાત્કાર થતો

જનસ્વભાવ એવો છે કે સામાન્ય રીતે દરેક મનુષ્ય પોતાનો અભિપ્રાય ખરો માને છે, અને ગમે તે ભોગે પોતાના અભિપ્રાયને વળગી રહેવાનો દુરાગ્રહ કરે છે રા શાહ પોતાના અભિપ્રાયને મક્કમપણે વળગી રહેનારા હોવા છતા જયારે એમને એમ જણાતું કે બીજાનો અભિપ્રાય સ્વીકારવા યોગ્ય છે અથવા તો તે સ્વીકારવાથી પોતાની સસ્થાનુ હિત જાળવી શકાય એમ છે, ત્યારે તેઓ કદી પણ દુરાગ્રહી બનતા નહિ

સસ્થાઓના ચાલક તરીકે તેમને સારી રીતે નિભાવતા અને ઉચ્ચ કોટીમા આણતા જે સ્વાર્થત્યાગનુ ઉત્તમ ઉદા-

હરણ રા. શાહે ગુજરાતી પ્રજા સમક્ષ મૂકયુ છે તે અસાધારણ છે એમ સૌ કબુલ કરશે એમના આત્મભોગના અનેક દષ્ટાતો વાચકને આગલા પ્રકરણોમાથી મળ્યા હશે છતા એક વધુ દષ્ટાત અત્રે આપવુ ઉચિત ધારીએ છીએ **સને ૧૮૮૮થી ૧૯૦૬ સુધીના ૧૮ વર્ષ દરમ્યાન શાળાના હેડમાસ્તર, મેનેજર અને માલીક તરીકે એમની સરેરાસ માસિક આવક રૂા ૨૦થી વધુ ન હતી** રા શાહે આ સબધમા પોતાની નોધપોથીમા નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે —

"૧૮૮૮મા સ્કુલ કહાડી ત્યારથી તે ૧૮૯૫મા મી ડાહ્યાભાઇ બારડોલીયાએ સ્કુલ સાથેનો સબધ છોડયો ત્યા સુધીના ૭ વર્ષમા નીચે મુજબ રૂા ૯૯૪ સ્કુલમાથી મહેનતાણાના મારા હિસ્સા તરીકે લીધા હતા

| | | |
|---|---|---|
| સને ૧૮૮૮ | | × |
| સને ૧૮૮૯ | રૂા | ૨૦ |
| સને ૧૮૯૦ | રૂા | ૨૧૬ |
| સને ૧૮૯૧ | રૂા | ૨૦૩ |
| સને ૧૮૯૨ | રૂા | ૧૬૫ |
| સને ૧૮૯૩ | રૂા | ૯૦ |
| સને ૧૮૯૪ | રૂા | ૨૨૫ |
| સને ૧૮૯૫ | રૂા | ૭૫ |
| કુલ્લે | | ૯૯૪ |

૧૮૯૫ના સપ્ટેબર માસમા હુ સ્કુલનો એકલો સ્વતત્ર

માલેક થયો ત્યારથી સને ૧૯૦૦ સુધીના પાચ વર્ષમા નીચે મુજબ રૂા ૧૪૯૦ મહેનતાણા તરીકે લીધા

| | | |
|---|---|---|
| સને | ૧૮૯૬ | રૂ ૬૯૦ |
| સને | ૧૮૯૭ | રૂ × |
| સને | ૧૮૯૮ | રૂ × |
| સને. | ૧૮૯૯ | રૂ ૪૦૦ |
| સને | ૧૯૦૦ | રૂ ૪૦૦ |

કુલ્લે રૂ ૧૪૯૦

એટલે બાર વષમા રૂ ૯૯૪ + રૂ ૧૪૯૦= રૂ ૨૮૮૪ ની સ્કુલ તરફથી મને આવક થઇ" સને ૧૯૦૧થી સને ૧૯૦૬ સુધી એમણે સ્કુલમાથી પોતાના પગાર તરીકે ૧૪૦૦ રૂા લીધા હતા

"એકદરે જોતા ૧૮૮૮ના જુન માસમા સ્કુલ કાઢી ત્યારથી તે ૧૯૦૬ના ડીસેબર માસ સુધીના ૧૮ાા વર્ષમા રૂા ૪૨૮૪) મારા પગાર કે મહેનતાણા બદલ સ્કુલના હિસાબમાથી મે લીધા હતા" સ્વ શાહની આર્થિક સ્થિતિ સારી ન હતી તે આગળ જણાવેલુ છે તેમજ વડીલોપાર્જીત મીલકત ન હતી કે તેમાથી એમને જાથુ આવકનુ સાધન મળી શકે આ રીતે એક બાજુ કુટુબ નિર્વાહના આવશ્યક સાધનોની અલ્પતા, અને બીજી બાજુ એક સામાન્ય દૈનિક શ્રમથી ઉપજીવિકા પ્રાપ્ત કરનાર શૂદ્રને પણ ભાગ્યેજ સતોષ ઉપજાવે એવો અગત માસિક દ્રવ્ય લાભ, છતા લગભગ બે દશક જેટલા દીર્ઘકાલ પર્યન્ત, એકવાર અગીકાર કરેલી સસ્થાના નિભાવ માટે અવિશ્રાન્ત

પરિશ્રમ ઉઠાવનાર આ અદ્‌ભૂત વ્યકિતએ દાખવેલી દઢ આત્મનિષ્ઠા અને નિશ્ચલ ધીરતાનુ યથાસ્થિત વર્ણન, આ લેખકની લેખિનીને સર્વથા અસાધ્ય લાગવાથી એ વિરલ સદ્‌ગુણોના સાક્ષાત્કારનુ વિકટ કાર્ય, અમે અમારા સુજ્ઞ વાચકોની કલ્પનાશકિતને સોપી સતોષ માનીએ છીએ.

એમના સાધનો અલ્પ હોવા છતા એમનુ મન ઉદાર હતું અનેક જાહેર ફડોમા તેઓ પોતાનો અલ્પ ફાળો ખુશીથી આપતા તે ઉપરાત તેમના મદદનીશોને તેમજ શાળાના અન્ય સેવકવર્ગને જરૂર પડે નાણા ધીરી મદદ કરતા આથી તેમને અન્ય કોઇ વ્યક્તિ પાસે યાચના કરવા જવુ પડતુ નહિ રા શાહના અવસાન પછી આ સગવડ શાળામા કાર્ય કરતા સભ્યોને મળતી નથી વળી ગરીબ વિદ્યાર્થીઓને માફીમા શિક્ષણ આપવા ઉપરાત કેટલીક વખત તેમની મેટ્રીકયુલેશન પરીક્ષાની ફી પણ તેઓ પદરથી ભરતા અને દાનનુ રહસ્ય ગુપ્તપણામા છે તે સિદ્ધાતને અનુસરી પોતે કરેલી અલ્પ મદદ જેમ બને તેમ ગુપ્ત રાખતા આ પ્રકારે કેટલા લોકો દાન કરતા હશે વારૂ?

ઉપર જણાવ્યુ છે કે બહારના દેખાવ અને આડબર એમને પસદ ન હતા તે ગુણની છાપ એમના પહેરવેશ પર પણ પડી હતી પ્રતિષ્ઠા પામેલી સ્કુલના હેડમાસ્તર અને માલીક હોવા છતા, તેમનો પહેરવેશ ઘણોજ સાદો અને દેશી ઢબનો હતો તે આ પુસ્તકના મુખપૃષ્ટપર આપેલા એમના છાયાચિત્ર ઉપરથા સ્પષ્ટ જણાઇ આવશે.

મરહુમના માત્ર ગુણોનુજ દિગ્દર્શન કરાવી એમને દેવ તુલ્ય ગણાવવાનો પ્રયત્ન કરવો એ આ લઘુ પુસ્તકનો આશય નથી અમે ચરિત્રલેખનમા વર્ણ્યવીરના ગુણ સાથે દોષ પણ આલેખવામા આવે તોજ ચરિત્ર યોગ્ય રીતે લખાયુ એમ કહી શકાય પ્રતિકૂળ સજોગોમા એમની લાગણી ઉશ્કેરાઇ આવતી અને પોતાના મનનુ સમતોલપણુ કવચિત જાળવી શકતા નહિ એક વખત સોસાયટીની વાર્ષિક સભામા સોસાયટીના એક સભ્યે અમુક નિયમનો વાધો ઉઠાવી સભા નિયમાનુસાર નથી એમ સૂચના કરી જે ઉપરથી પ્રમુખ રા માળવીએ તે સભા બરખાસ્ત કરી અને બરાબર આઠ દિવસની નોટીસ દરેક સભ્યને મળે ત્યાર પછી બીજી સભા બોલાવવાનુ ઠેરવ્યુ આ પ્રમાણે એક નજીવા કારણસર સભાનુ કામ મુલતવી રાખવુ પડયુ તેથી રા શાહને ઘણુજ લાગી આવ્યુ અને સભા બરખાસ્ત થયા પછી તેમના ક્ષોભ પામેલા હૃદયે રા ચુનીલાલ ગાધી સમક્ષ નીચલા ઉદ્ગારો કઢાવ્યા – 'Is this the reward of thirty years of my service ?" રા ગાધીએ એમને શાત પાડયા, અને કહ્યુ કે જાહેર સસ્થાઓમા જુદા જુદા અભિપ્રાયવાળા મનુષ્યો સાથે કામ લેવાનુ હોય છે તેથી કોઈ વખત ખોટુ અથવા અયોગ્ય થયેલુ લાગતું હોય તો તે ભૂલી જવુ જોઇએ

અત્રે એટલુ જણાવવાની જરૂર છે કે સોસાયટીના સભ્યોને વાર્ષિક સભાની નોટીસ વખતસર પહોચે તે માટે રા શાહે તે વર્ષે પોતાની નાદુરસ્ત તબીયેત હોવા છતા અથાગ શ્રમ લીધો હતો, વળી તે સમયે સોસાયટીના સેક્રે-

ટરી તેઓ ન હતા તોપણ અમુક સંજોગોમા સેક્રેટરીની ગેરહાજરીમા સોસાયટીનું કામ મારે તો કરવુંજ જોઇએ એ વિચારથી પોતે તે કામ ઉપાડી લીધું હતુ આવા સંજો-ગોમા એક નાના સરખા નિયમના ભગને લીધે આખી સભા ગેરકાયદેસર ઠરી, અને રા શાહનો અથાગ શ્રમ વ્યર્થ ગયો તેથી તેમની લાગણી ઉશ્કેરાઇ તેમા કશુ અસ્વાભાવિક ન હતું

પોતાના અલ્પ સાધનોમા ઉમેરો કરવાની જરૂર જણાતા શરૂઆતમા સને ૧૮૯૦મા તેઓએ એક બીજગણિત (Algebra) નુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું પરતુ તેનો ઉઠાવ થયો નહિ અને લીધેલો શ્રમ વ્યર્થ ગયા ઉપરાત ખર્ચ પણ એમનેજ ભોગવવો પડયો ત્યારબાદ સને ૧૯૦૦મા મીશન હાઇસ્કુલના ગણિતના શિક્ષક રા મગનલાલ નવલચદ લાક-ડાવાળા અને રા શાહ બેએ મળી મીડલ સ્કુલના વિદ્યાર્થીઓ માટે એક ગણિતનુ પુસ્તક ગુજરાતીમા પ્રસિદ્ધ કર્યું, જો કે પુસ્તકના કર્તા તરીકે માત્ર રા. લાકડાવાળાનુ નામ બહાર આપવામા આવ્યુ હતુ. સદરહુ પુસ્તકનો સારો ઉપાડ થયો અને અત્યાર સુધીમા ચૌદ આવૃત્તિઓ બહાર પડી ચુકી છે તેજ પુસ્તકની ઉપયોગિતા સિદ્ધ કરે છે. એ પુસ્તક રા. શાહને આવકનુ સારૂ સાધન હતુ અને તેમના અવસાન પછી પણ તેમના કુટુબને આજસુધી મુખ્ય સાધન એજ છે થોડા વર્ષ પછી માધ્યમિક શાળાની ઉપલા ધોરણો માટે જુદુ જુદુ અકગણિત પ્રસિદ્ધ કરવાની યોજના કરી અને ચોથા તથા પાચમા ધોરણની પ્રથમ આવૃત્તિ સને ૧૯૧૬માં

પ્રસિદ્ધ થઈ ત્યાર પછી છઠ્ઠા ધોરણનુ પુસ્તક બહાર પડયુ અને સાતમા ધોરણ માટે એક પુસ્તક પ્રસિદ્ધ કરી પોતાની યોજના સપૂર્ણ કરે ત્યાર પહેલા એમનુ અવસાન થયુ

એમના કેટલાક મિત્રોની સલાહથી તેમજ શહેરની અન્યમાર્ગે સેવા કરવાની વૃત્તિથી સને ૧૯૦૧ ના વર્ષમા સુરત મ્યુનીસીપાલીટીમા જનરલ વૉર્ડના પ્રતિનિધિ તરીકે ચૂટાવા તેઓએ ઉમેદવારી કરી હતી એમના હરીફ કરતા માત્ર વીશ પચીશજ મત ઓછા મળવાથી તેઓ નિષ્ફળ નિવડયા, જો કે તમામ શિક્ષિત મતદારોએ તેમનેજ મત આપ્યા હતા

મરહુમની ચાલુ નબળી તબીયેતને લીધે તેમને હલકો ખોરાક લેવાની જરુર પડતી, ઘણી વખત તેઓ ડૉકટરની સલાહથી માત્ર છાસપર નિર્વાહ કરતા આમ છતા એમની કામ કરવાની શક્તિમા કોઇ પ્રકારની ન્યૂનતા માલમ પડતી ન હતી અને એમના રિવાજ મુજબ રોજનુ કામ રોજ પૂરૂ કરવુ જ જોઇએ એ નિયમને ચીવટાઇથી વળગી રહેતા શરીરની તદુરસ્તીની દરકાર કર્યા વિના, આખો નબળી હોવા છતા, સામાન્યપણે મધરાત સુધી અને કોઇ કોઇ પ્રસગે તે સમય વીત્યાબાદ પણ કામ કર્યા કરતા લેખક અને એમના બીજા વિદ્યાર્થીઓ કોલેજની વેકેશનમા અથવા બીજા કોઈ પ્રસગે એમની મુલાકાતે જતા અને આરામ લેવાની સૂચના કરતા ત્યારે તેઓ કહેતા 'તમે આવો અને મારૂ કામ ઉપાડી લો

તે તમારી સૂચના પ્રમાણે વર્તી શકાય આથી વિદ્યાર્થીઓ નિરુત્તર બની જતા

રા શાહે માત્ર કેળવણીના વિષયપરજ લક્ષ્ય આપ્યુ હતુ એમ ન હતુ તેમની પ્રવૃત્તિ અનેક હતી એમની જ્ઞાતિમા પ્રચલિત અયોગ્ય રિવાજોમાના કેટલાક કાઢી નાખવા માટે એમણે ઘણી જુએશ ઉઠાવી હતી નહિ ઇચ્છવા જોગ એક રિવાજ એ હતો કે નાના બાળકોના અવસાન પછી ચોથે દિવસે તે બાળકના વડીલે તે નિમિત્ત જ્ઞાતિજનોને ભોજન આપવુ પડતુ આધુનિક સસ્કાર પામેલા દરેક કેળવાયલા યુવકને આવા અનિષ્ટ રિવાજથી ગ્લાનિ ઉત્પન્ન થયા વગર રહેતી નથી રા શાહને પણ તે પ્રમાણેજ થયુ અને જ્ઞાતિના અન્ય સમજુ ગૃહસ્થોની સહાય લઇ સદરહુ રિવાજ નાબુદ કરવા માટે એમણે મજબુત પ્રયાસ કર્યો, અને તેમા ફતેહ પામ્યા ત્યારપછી થોડે સમયે બીજો સુધારો એ થયો કે મૃત્યુ પછી તેરમે દિવસે અથવા તે સમય વીત્યા બાદ, તેને નિમિત્ત ‘તેરમુ’ જ્ઞાતિજનોને જમાડવામા આવતુ તે સબધમા સમસ્ત જ્ઞાતિએ એવો ઠરાવ કર્યો કે ૪૦ વર્ષની ઉમરની અદર કોઈ જ્ઞાતિજનનુ અવસાન થાય તો તે નિમિત્તે જ્ઞાતિભોજન કરવુ નહિ રા શાહ મરણ પછીની કોઇપણ પ્રકારની જમણવારની વિરૂદ્ધ હતા અને પોતાના માતુશ્રીના દેહાત પછી તેઓ તેજ મુજબ વર્ત્યા કેટલાક જ્ઞાતિ ભાઇઓએ, તેમજ સ્નેહીસબધીઓએ સખત ટીકા કરી પરતુ તે તરફ એમણે ધ્યાન આપ્યુ નહિ અને જ્ઞાતિભોજન ન કરવાથી બચેલુ નાણુ પોતાના માતુ-

શ્રીના સ્મરણાર્થે જ્ઞાતિના અંગે ચાલતી પુસ્તકશાળાના ઉપયોગ માટે આપ્યુ વળી જ્ઞાતિના યુવકોને કેળવણી આપવાના મુખ્ય ઉદ્દેશથી મુંબાઇમા સ્થપાયલી 'શ્રી સુરતી દશાપોરવાડ હિતેચ્છુ સભા'ના તેઓ અગ્રગણ્ય સભ્ય હતા અને તે સભા તરફથી સુરતમા જે મેળાવડાઓ કરવામા આવતા તેમા ઉત્સાહથી ભાગ લેતા તે ઉપરાંત સને ૧૯૧૫મા સુરતમા શ્રી સુરતી દશાપોરવાડ લાયબ્રેરી અને ફ્રી રીડીંગ રૂમ સ્થાપવામા એમણે પહેલ કરી હતી અને તે સસ્થાને પ્રસગોપાત્ સારી મદદ કરતા

એમના પ્રમાણિકપણા અને સુવ્યવસ્થા માટે એમના સ્નેહીસબધીઓને ઘણો ઉચો અભિપ્રાય હતો અને તેથી ઘણા ટ્રસ્ટ ફંડોની વ્યવસ્થા એમનેજ સોપવામા આવી હતી એમના મિત્ર મરહુમ અઠ્ઠાવાળાની વિધવા ગ સ્વ બાઇ તારા, ભત્રીજા મનહરલાલ તુળસીદાસ, એમના મિત્ર બ્રીજમોહનદાસ વેપારી—સર્વેની મીલકતનો વહીવટ કરવાનુ એમને શિર આવી પડયુ હતુ વળી વિલદાવાડમા આવેલા જ્ઞાતિના શ્રી લક્ષ્મીનારાયણના મદિરનો અને શેઠ નાનાભાઇ તલકચદની વાડી તથા બગલો અને દેરાસરનો હિસાબ એમની પાસેજ રહેતો આ સર્વે મીલકત વિગેરેનો હિસાબ દિનપ્રતિદિન નિયમિત રીતે તેઓ લખ્યા કરતા જાણે નજદીક આવતા મૃત્યુની એમને અગમચેતી થઈ ન હોય તેમ તેઓએ લાબી રજા લઇ ડુમસ જવા વિચાર કર્યો ત્યાર પહેલાં જે જે મીલકતનો વહીવટ તેમની પાસે હતો તે સર્વેનો ચોકસ હિસાબ કરી મૂકયો હતો આ સબધમા તેઓ

એક મહાન્ પુરૂષના નીચે આપેલા બોધને અનુસરતા હોય એમ લાગ્યુ

"Live as if you were to die tomorrow
Learn as if you were to live for ever"

શાળા સુવ્યવસ્થિત રીતે ચાલુ રાખવામા સ્વ શાહને પડેલી અનેક વિટંબણામા એક એવા પ્રકારની હતી કે તેથી તીવ્ર કુટુંબ કલહ ઉત્પન્ન થવાનો સંભવ હતો એમના પિતાશ્રી સરકારી મીડલ સ્કૂલમાં શિક્ષકનુ કામ કરતા હતા એ ઉપર કહેવામા આવ્યુ છે તેમને અમુક પરિસ્થિતિથી એમ જણાયુ કે મારો પુત્ર એની ખાનગી શાળા ચાલુ રાખે તો મારે કદાચ પેન્શન લઇ નોકરીમાથી નિવૃત્ત થવુ પડે તેથી મરહુમ મી શાહને તેમના પિતાશ્રી તરફથી ખરી હકીકત કહેવામા આવી મી શાહ વિચારમા પડયા એક બાજુ પિતાની આજ્ઞા–ઈચ્છાનો અનાદર, બીજી બાજુએ પોતે આરભેલા કાર્યનો ત્યાગ! પિતાજીની ઇચ્છાને ગૌણ ગણી પોતાના આદરેલા કાર્યને મહત્વ આપી મક્કમપણે તે ચાલુ રાખ્યુ ત્યારથી પિતા પુત્ર વચ્ચે અલ્પ વૈમનસ્ય વર્ત્યું પિતાની ખફગી અને કર્તવ્ય એ બેમા કર્તવ્યનેજ એમણે પ્રધાનપદ આપ્યુ

મી શાહના શુભ નિષ્ઠાવાળા અને સ્વાર્થરહિત ચાલુતા કાર્ય પ્રતિ સામાન્ય જનતા કેવી ભલી લાગણીથી જોતી હતી અને તેઓએ જનસમાજની પ્રીતિ કેટલે અશે સપાદન કરી હતી તે ફક્ત એકજ પ્રસગ પરથી જણાઈ આવશે સુરતમા આર્ટ્સ કૉલેજની સ્થાપના માટે મી શાહ પોતાના

મિત્રો સહિત ફંડ એકઠું કરતા હતા તેજ અરસામા સરકારી અમલદારો મહાન જંગ (The Great War) માટે નાણા એકઠા કરવામા રોકાયા હતા મી શાહને લોકો ઉદારતાથી નાણા આપવા લાગ્યા, અને અલ્પ સમયમા ત્રણ લાખ રૂપિઆ જમા થઈ ગયા જ્યારે અધિકારી વર્ગ તેટલાજ વખતમા બહુ થોડુ મેળવી શકયા એક વડા અમલદાર આ વાત જાણ્યા પછી એક શખ્સ સાથે વાતચીતમા આ મતલબનુ બોલ્યા હતા એમ કહેવાય છે 'Mr Shah is very lucky He has succeeded in achieving what I have failed to do"

પોતાની શાળાના વિદ્યાર્થીઓ વિશ્રાન્તિના સમયમા હલકા પ્રકારનો ખોરાક ફેરીઆઓ પાસે ખરીદી તંદુરસ્તી બગાડે છે, એમ મી શાહને લાગવાથી તેમણે એવી ગોઠવણ કરી કે આ શાળાના છોકરાઓને જૂજ મૂલ્યે તાજો, સારીરીતે બનાવેલો, જલદી પાચન થાય એવો અને આરોગ્ય અર્પનારો ખોરાક શાળામાથીજ મળે આમ કરતા ખરચમા લાગતી ઘટ પૂરી કરવા એક નાનુ સરખુ ફંડ કર્યું હતુ પરંતુ દ્રવ્યની કોતાઇને લીધે ખોટ લાંબો સમય પૂરી પડી નહિ અને અંતે એ યોજના નિરૂપાયે પડતી મૂકવામા આવી હાલ તે સજીવન કરવા પ્રયાસ આરંભવામા આવ્યો છે, એ આનંદપ્રદ છે

વૈકુંઠવાસી શ્રીયુત્ શાહને પોતાની શાળા માટે કેટલી અને કેવા પ્રકારની કાળજી હતી તે નીચે આપેલા એક પ્રસંગપરથી વાચકને જણાઇ આવશે

એક સમયે એમનો બહુ લઘુ વયનો પુત્ર ભારે માંદગીમા આવી પડયો અને તે બચશે કે કેમ તેની શકા થવા લાગી એમના વૃદ્ધ માતુશ્રીએ કહ્યુ "ભાઈ, આ છોકરાની આવી સ્થિતિ છે, તેથી તમે આજે નિશાળે જવાનુ બધ રાખો તો ન ચાલે?" રા શાહે ઉત્તર આપ્યો "એની સભાળ લેનાર તમે બેઠા છો, પણ હુ સ્કૂલ ન જાઉ તો ૪૦૦ છોકરાની સભાળ કોણ લે?" એમ કહી પોતાના બાળકને તેવી સ્થિતિમા મૂકી શ્રીયુત્ શાહ સ્કૂલ ગયા, અને દસ મીનીટમાજ બાળકે દેહ છોડયો કેવુ ઉમદા કર્તવ્ય ભાન!

સ્વ શાહને રમત ગમત (School games) તરફ છેક અણગમો તો નહિ, પણ બહુ પ્રીતિ ન હતી છોકરાઓ રમતમા વખત ગાળે તો પોતાનો અભ્યાસ સારી રીતે તૈયાર કરી શકે નહિ એવી તેમની માન્યતા હતી અને તે કાંઇક અશે સકારણ હતી એમ આપણને હાલ જણાય છે સૌથી સરસ ક્રિકેટર સૌથી સારા દોડનાર, કુદનાર, આદિ સૌથી સારા અભ્યાસી પણ હોય એવુ જવલેજ જોવામા આવે છે એઓશ્રીની કારકીર્દિના પાછલા ભાગમા આ વિષય સબધી એમના વિચારમા પરિવર્તન થયું હતુ એ નોધવા જેવુ છે તે ઉપરાત શારીરિક કેળવણીપર પણ ૧૯૧૩ પછી તેઓ વિશેષ લક્ષ આપવા લાગ્યા. શરૂઆતના વર્ષોમા શારીરિક કેળવણી તરફ જોઇએ તેવુ ધ્યાન એમની શાળામા અપાતું નહિ દ્રવ્ય અને અન્ય જરુરી સાધનોની સકોચ એ એનું મુખ્ય કારણ હોય એમ માનીએ તો ખોટુ નહિ અંગ કસરત તરફ વિદ્યાર્થી વર્ગને આકૃર્ષવાના હેતુથી રમત

ગમત તથા અંગકસરત માટે ખાસ ઇનામો આપવાનું સને ૧૯૧૬મા તેઓએ જાહેર કર્યું ત્યારથી વિદ્યાર્થીઓ શારીરીક કેળવણીમા વધારે રસ લેતા થયા ૧૯૧૮મા મી જે જી કોવર્નટનના પ્રમુખપણા હેઠળ ઇનામનો મેળાવડો થયો ત્યારે આખો કાર્યક્રમ મુખપાઠને બદલે રમતગમત અને કસરતો-થીજ ભરપુર હતો અત્રે એટલું પણ જણાવવું જોઇએ કે ૧૯૧૫મા મરહુમ અંબાલાલ ગણપતરામના ટ્રસ્ટીઓની ઉદા-રતાથી સાર્વજનિક હાઇસ્કૂલને માટે એક સારી કસરતશાળા બાધવામા આવી હતી જેમા અંગકસરત વિગેરે માટે જરૂરી સાધનો પૂરા પાડવામા આવ્યા હતા

જે જે વિદ્યાર્થીઓ નમ્રતા, ખત આદિ લક્ષણોવાળા માલમ પડતા તેમને મરહુમ મી શાહ બહુ ચાહતા, તેઓ તેમની કૃપાનું પાત્ર બનતા, અને જો તેઓ એમની સહાયની અપેક્ષા બતાવતા તો પોતાના આરોગ્યની દરકાર ન રાખી તે સહાય અર્પતા ગણિત તેમનો ખાસ વિષય હતો તે વિષયમા મદદ મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓને મોડી રાત સુધી શીખવી તેની તે ન્યૂનતા દૂર કરતા શિક્ષા ગુરૂ તરીકે કર્તવ્ય કરવામા શ્રી શાહે હદવાળી હતી. અને મુખ્યત્વે કરીને એજ કારણથી તેમની પાસે શિક્ષણ લઈ વિશાળ દુનિઆમા બહાર પડેલા હજારો વિદ્યાર્થીઓ, આજે પણ ‘શાહ માસ્તર’ને આભારની લાગણીથી સંભારે છે બધા નહિ તો મોટે ભાગે પણ આવા શિક્ષકો હોય તો કેળવણીનું કાર્ય કેવું સરળ અને શુભ ફળદાઈ થઇ પડે !

વિદ્યાર્થીઓને અભ્યાસમા ઉત્તેજન મળે એ ઉદ્દેશથી સ્વ શાહે સને ૧૯૦૪મા એક ઈનામ ફડ સ્થાપ્યુ. સદરહુ ફડમા ૪૬૦૦ ઉપર રૂપીયા ભરાઇ ગયા યોજના એવી રાખવામા આવી હતી કે એ રકમના વ્યાજમાથી, ઉપલે નબરે પાસ થનાર વિદ્યાર્થીઓને અમુક કિમતના પુસ્તકો ઇનામ તરીકે આપવા અને જરૂર પડે લાયક વિદ્યાર્થીને સ્કોલરશીપ આપી મદદ કરવી સદરહુ યોજના મુજબ સને ૧૯૧૬ સુધી એ ફડમાથી દરવર્ષે ઇનામ અપાયા અને ત્યારબાદ શેઠ તાપીદાસ અને તુલસીદાસ વરજદાસ ટ્રસ્ટ ફડમાથી એ કાર્યને માટે દરવર્ષે રૂા ૨૦૦) મળવા લાગ્યા. તેથી સદરહુ ફડ નાણા ભરનારની સમતિથી સોસાયટીના સામાન્ય ફડમા ઉમેરી દેવામા આવ્યુ છે વિદ્યાર્થીઓ ઉમગી બની સારી પેઠે ઉદ્યોગ કરે એ આ ફડ સ્થાપવાનો હેતુ ઘણે અશે પાર પડેલો જોવામા આવે છે એની વિશિષ્ટતા તો એ છે કે ઈનામ વગરનુ કોઇ વર્ષ જતુ નથી. આવી દૂર અદેશીવાળી પદ્ધતિ અહિની સર્વ સ્થાનિક શાળાઓ પૈકી માત્ર આજ શાળામા ચાલુ છે

આવા પારિતોષિક-સમેલન સ્વ શાહે પોતાના ત્રણ દાયકાના કાર્ય-સમય દરમ્યાન પદરેક કર્યા હશે. તે સમેલનમા જસ્ટીસ મી ફુલ્ટન, જસ્ટીસ મી. એન. જી ચદાવરકર, સેશન્સ જજ મી મડગાવકર, કલેકટર મી વેઅર, કલેકટર મી એફ એસ પી લેલી, જસ્ટીસ મી એલ એ શાહ, મી જે જી. કોવર્નટન જેવા વિદ્વાન અધિકારીઓ પ્રમુખસ્થાને હતા

આ સબધમા રા શાહે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે —
'અત્યાર સુધી વિદ્યાવિલાસી ગૃહસ્થો તરફથી વખતો વખત નાણાની જુજ મદદ મળતી હતી પણ સ્કુલના નિભાવ માટે, ઇનામો આપવા માટે, શિષ્યવૃત્તિઓ આપવા માટે, તથા એવા અનેક કાય માટે કાયમના ફડની જરૂર હતી તેમાનુ કોઇપણ જાતનુ ફડ (હજુસુધી) સ્કુલ પાસે ન હતુ આ સસ્થા એક જાહેર સસ્થાના ધોરણે ચલાવ વામા આવતી હતી તેનો હિસાબ તથા સીલક એક જાહેર સસ્થાની માફક અલાહેદા રાખવામા આવતા હતા તો પણ તે સસ્થા એકજ વ્યક્તિની માલીકીની હોવાથી જાહેર પ્રજા એવી સસ્થા માટે કાયમના ફડ માટે નાણા આપવાને અચકાય એ સ્વભાવિક છે પણ જાહેર પ્રજાને વિશ્વાસ ઉત્પન્ન થાય તે માટે નાના પાયા ઉપર એક ફડની શરૂઆત કરવાનો વિચાર કર્યો મૂળ રકમ કાયમ રાખીને તેના વ્યાજ માથી વિદ્યાર્થીઓને વાર્ષિક ઇનામો, તથા વધારો રહે તેમાથી શિષ્યવૃત્તિઓ આપવાના હેતુથી આ ફડની શરૂઆત સને ૧૯૦૪મા કરી અને તે માટે એક જાહેર વિજ્ઞપ્તિ બહાર પાડવામા આવી આ પ્રયાસ ફતેહમદ નીવડે તે માટે ઓછામા ઓછી રૂા દસની રકમ કબુલ રાખવાની ગોઠવણ કરી હતી અને ફડ એકઠુ થયા બાદ નાણા ભરનારાઓ પસદ કરે તેમના નામથી એક ટ્રસ્ટડીડ કરવાનો વિચાર રાખ્યો હતો આ ફડમા શેઠ ત્રિભુવનદાસ માળવીએ રૂા ૧૦૦)ની રકમ ભરીને શરૂઆત કરી હતી અને બીજા હિતચિતકોએ પણ તે મુજબ મદદ કરી હતી મારા મિત્ર મી વસતરાય

જીવણરામ ભટ્ટે આ ફંડમા નાણા મેળવવામા સારી મદદ કરી હતી અને આજે આ ફંડ લગભગ રૂા ૪૬૦૦)નુ થયુ છે

આ ફંડની શરૂઆત કરવામા એવો આશય હતો કે એ પ્રયાસ ફતેહમદ નીવડે અને એક જાહેર ફંડ માફક તેનો વહિવટ થાય છે એમ પ્રજાને ખાત્રી થાય તો બીજા ફંડની મોટા પાયાપર શરૂઆત કરી શકાય સારી આશા નિષ્ફળ નીવડી નહિ"

શ્રીયુત શાહ પોતાના મદદનીશો પૈકી કોઇનામા અનિષ્ટ લક્ષણ કે અયોગ્ય રીત જોતા અને જો તે સબધી સૂચના કરવી અથવા ઠપકો આપવો આવશ્યક જણાતું તો બીજા માણસની સમક્ષ તે તેમ કરી કરતા નહિ પણ દોષ-વાળી વ્યક્તિને પોતાને ઘેર બોલાવી, તેનુ માન જાળવી, અતિ કટુવાણીથી નહિ, પણ એક હિતેચ્છુની પેઠે હિતકર વાત કહેતા આની અસર તે શિક્ષકપર એવી સચોટ થતી કે ફરીથી કાઇ કહેવાની જરૂર જણાતી નહિ

પોતાના મદદનીશોમા રહેલી ખામીઓ દૂર કરવા માટે ઠપકો આપી ઉહાપોહ ન કરતા, કેટલીક વખત રા શાહ તદ્દન જુદોજ માર્ગ ગ્રહણ કરતા એક વખત એમણે જોયુ કે શિક્ષક વર્ગ પૈકી અમુક શિક્ષકો શાળામા વખતસર નિયમિત રીતે હાજરી આપતા નથી તેમના જેવા સખત Disciplinarianથી આ સહન થઈ શકયુ નહિ શિક્ષકો પોતાની મેળે પોતાનો દોષ જોઈ શકે એવુ પગલુ ભરવાનો તેઓએ નિશ્ચય કર્યો બીજેજ દિવસે પોતે નીમેલા

વખત કરતા દશ પંદર મિનિટ વહેલા આવી પાચ મિનિ-
ટનો ઘંટ થયો કે તરતજ નીચે ઉતરી ઓટલા ઉપર, જ્યાથી
શિક્ષક અને વિદ્યાર્થીઓ પસાર થાય તે જગ્યાએ ઉભા રહ્યા
ફકત બે ત્રણ દિવસ આ પ્રયોગ અજમાવવામા આવ્યો,
અને ધારેલી અસર ઉત્પન્ન થઇ વખતસર હાજરી નહિ
આપનાર શિક્ષકો કળી ગયા કે તેમને સુધારવા માટેજ
આ નવીન પ્રયોગ કરવામા આવ્યો હતો. શાહ સાહેબને
નીચે ઉભેલા જોઈ તેઓ શરમાઇ ગયા, અને ત્યારપછીથી
વખતસર હાજરી આપવા માડી

જાહેર નાણાનો જરાપણ દુરૂપયોગ ન થાય તે માટે
રા શાહ ઘણી કાળજી રાખતા, એ વિશે વાચકને હવે
વધારે પ્રતીતિની જરૂર નહિ હોય જાહેર નાણાને તેઓ
એટલા બધા પવિત્ર ગણતા કે ખરી જરૂરીની વખતે પણ કેટ-
લીક વખત તેમાથી પાઇ પણખર્ચતા ખચાતા, અને ન છુટકે
ખર્ચ કરવાની જરૂર પડી હોય તો તે પોતે ભોગવી લેતા

એક પ્રસગે રા ચુનીલાલ માણેકલાલ ગાધી અને મ-હુમ
મી. શાહ સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી માટે ફડ એકઠુ
કરવા કલકત્તે ગયા, પણ વ્યાપારની મદી હોવાથી તેઓ
પોતાના કાર્યમા નિષ્ફળ નિવડયા અને ખાલી હાથે પાછા ફર્યા
શ્રીયુત શાહને એવો વિચાર આવ્યો કે સોસાયટી માટે
આપણે કશુ મેળવી ન શકયા તેથી આપણી આ મુસાફરીનુ
ખર્ચ, સોસાયટી પાસે ન લેવુ પણ પદરથી આપવુ મી
ગાધીએ વિચાર્યું કે જો આમ કરીએ તો નિયમથી
(Principle) વિરુદ્ધ થાય, હુ પણ શાહના અભિપ્રાયને

મળતો થાઉ તો મી શાહ એ ખર્ચ સોસાયટી પાસે કદી લેશે નહિ આમ ન થવા દેવાના ઇરાદાથી મી ગાધીએ ખર્ચ સોસાયટી પાસે લીધુ એટલે મી શાહને પણ તેમ કરવુ પડયુ. જોકે ત્યારપછી ઉભય ગૃહસ્થોએ એ નાણુ બીજા પ્રકારે સોસાયટીને પુન અર્પણ કર્યુ ગ શાહે જે ઉત્તમ ત્યાગવૃત્તિ બતાવી છે અને જે આત્મભોગ પોતાની સસ્થા માટે કર્યો છે, તેનો શતાશ પણ સોસાયટીના અન્ય સ્વય સેવકો કરી બતાવે તો તેઓ ખરેખર માનને પાત્ર થયા વગર રહે નહિ

વર્તન અને બોધ વચ્ચે ભિન્નતા માલમ પડે તો બોધ જોઇએ તેવો અસરકારક અને ફળદાઇ નીવડતો નથી, એ સર્વમાન્ય સિદ્ધાતનો સાક્ષાત્કાર રા શાહે પોતાના વર્તનમા કર્યો હતો ગુરુ તરીકે પોતાનુ હમેશનુ કાર્ય તરુણોને બોધ આપી ઉચ્ચગામી બનાવવાનુ હોવાથી રા શાહને લાગ્યુ કે મારામા રહેલા દોષને જો પ્રથમ તિલાજલી ન આપુ તો મારા વિદ્યાર્થીઓને તેવા દોષમાથી મુક્ત થવા માટે શિખામણ આપતા મારુ હૃદય ડખ્યા વગર રહે નહિ, અને જો વિદ્યાર્થીઓ એમ જાણે કે હુ કહુ છુ એક વાત, અને કરૂ છુ બીજી, તો તેઓ મારા બોધને 'પોથીમાના રીગણા' જેવો ગણી કાઢે મારા તરફ તેઓ માનની લાગણીથી જુએ નહિ એટલુજ નહિ, પણ મારા બોધ પ્રમાણે વર્તન કરવા તેઓ પ્રેરાય નહિ વળી મારા જીવનનો ઉચ્ચ આશય સાધવામા હુ નિષ્ફળ નિવડુ આ સઘળાનો વિચાર કરી પોતામા રહેલી કેટલીક અનિષ્ટ આદતોના ત્યાગ કરવાનો તેમણે નિશ્ચય કર્યો

અને મનોનિગ્રહ રાખી ધીમે ધીમે તેમાથી તેઓ તદ્દન મુક્ત થયા

રા શાહના ઇષ્ટ મિત્રોમા રા **જેકીસનદાસ લલ્લુભાઇ અઠ્ઠાવાળાનુ** નામ અગ્રસ્થાન ભોગવે છે એમના પ્રભાવશાળી વ્યક્તિત્વની છાપ રા શાહ ઉપર શરૂઆતથીજ પડી હતી શાળા સ્થાપનારા ચાર યુવકો પૈકી રા અઠ્ઠાવાળા મુખ્ય હતા, અને ૧૮૯૩મા તેમના અકાળ અવસાનથી શાળાના કામકાજનો બોજો રા શાહને શિર આવી પડયો હતો, એ પહેલા પ્રકરણમા જણાવેલુ છે અત્રે આ બુદ્ધિશાળી પુરુષના ટુક પણ બોધ દાયક જીવનનો સક્ષિપ્તમા હેવાલ આપીએ તો તે અસ્થાને નહિ ગણાય

એમનો જન્મ સને ૧૮૬૫મા સુરતમા થયો હતો 'વૃદ્ધ માતપિતાના એકના એક પુત્ર હોવાથી કઇક લાડમા ઉછરેલા અને વડીલોનો ધાક ઓછો હોવાથી નાની વયમા ધીગાણા મસ્તી માટે એમણે સારી નામના કહાડેલી શિશુ વયમા એમનુ શરીર મજબુત હતુ, અને સરખી વયના ગોઠીઆઓના તેઓ આગેવાન હતા" વખત જતા અભ્યાસનો બોજો વધવા લાગ્યો એટલે તેઓની નાનપણની મસ્તી છુટી ગઈ શિશુવયથીજ તેમને સાહિત્યનો શોખ હતો અને હેડમાસ્તર સ્વ ઉત્તમરામ મહેતાજીના તેઓ માનીતા શિષ્ય હતા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી વધુ અભ્યાસ માટે વડોદરાની કોલેજમા જોડાયા પણ થોડા વખતમાજ વૃદ્ધ પિતાનુ અવસાન થયુ અને પોતે બ્રહ્મચારી મટી



જેકીસનદાસ લલ્લુભાઈ અઠ્ઠાવાળા.

જન્મ ૧૮૬૫ અવસાન ૧૮૯૩

ન્સાર્ગી થયા હતા, એટલે અભ્યાસ ચાલુ રાખવામા અનેક અડચણો આવશે એમ ધારી વડોદરા છોડી સુરત આવ્યા ત્યારબાદ તેઓ તે વખતની સુરતની જાહેર જીદગીમા આગળ પડતો ભાગ લેનારા સુરત મ્યુનીસીપાલીટીના સભ્ય સ્વ નરભેરામ મનસુખરામના ગાઢ સહવાસમા આવ્યા "સ્વ નરભેરામનુ સ્થળ જાહેર જીવનમા ભાગ લેનાર પુરૂષોને એકઠા થવાનુ કેન્દ્રસ્થાન હતુ" આથી સમાજસેવા, દેશસેવા વિગેરે ઉચ્ચ ભાવનાઓનો વિકાસ થયો તેને પરિણામે રા અઠ્ઠાવાળાનુ લક્ષ સમાજસેવા, અને સસાર સુધારા તરફ વળ્યુ અને 'ગુજરાત દર્પણ'મા વગર પગારે આર્ટીકલો લખવા શરૂ કર્યા મ્યુનીસીપાલીટીનો વહીવટ, સસાર સુધારો, શહેરની સુખાકારી વિગેરે જાહેર હિતના પ્રશ્નપર ઉડો અભ્યાસ કરી, તેઓ નિડરતાથી પણ સચોટ રીતે લખાણુ કરતા અને તેની વાચક વર્ગપર સારી અસર થતી ત્યાર પછી ઉપર જણાવ્યા મુજબ 'ધી સુરત ઇગ્લીશ સ્કુલ'ની સ્થાપના માટે રા શાહ સાથે જોડાયા રા જેકીસનદાસ વેપારી જેમના **'પોરવાડ'**મા પ્રસિદ્ધ થયલા લેખમાથી ઉપરના બ ઉતારા ટાકયા છે તેઓ વિશેષ એમ કહે છે કે—'સ્વ જેકીસનદાસ (અઠ્ઠાવાળા) જેવા પ્રકૃતિવાળા યુવાન ન્યાત સુધારણાના કાર્યમા મૌન ધરે એ અશકય હતુ" યુવાન પુરુષના પણ મરણ નિમિત્તે ખર્ચાળુ જમણો જ્ઞાતિજનોને કરવા પડતા આ અનિષ્ટ રીવાજ નાબુદ કરવા માટે રા અઠ્ઠાવાળાએ સખત ઝુબેશ ઉઠાવી, અને જીવલેણ રોગના પજામા સપડાયલા હોવા છતા છેક મરણ સુધી તે ઝુબેશ ચાલુ રાખી

"The report I place before you this evening embraces a period of three years from 1st January 1891 to 31st December 1893 I am sorry several obstacles militated against the submission of the report earlier, the chief of them being the continued ill-health and the subsequent demise of our Colleague and Managing Proprietor Mr Jekisondas Lallubhai Athavala It was mainly through his untiring zeal and exertions that the school has attained its present condition I do not hesitate to hold him up as a noble instance of self-sacrifice wherefrom he never swerved but applied himself with great perseverance to the interest of the school and won popularity among pupils and teachers alike His premature death has occasioned an irreparable loss to the Institution To preserve his memory we have established a prize to be called after his name "The Athavala Prize," consisting of books worth Rs 20/- to be awarded to the student who passes the Matriculation Examination with the highest number of marks from amongst the students sent up by the school We know what we have done to keep up his memory is not a tithe of what we whished to do, and what we ought to have done, but our unaided resources could not reach farther than that"

રા અજુવાળા વિશે શ્રીયુત શાહને કેવો ઉચ્ચ અભિપ્રાય હતો તે ઉપર આપેલા ફકરા પરથી સહજ જણાઇ આવશે

રા મગનલાલ મથુરાદાસ નાનપણથીજ રા શાહના સમાગમમા આવેલા તેઓએ શરૂઆતમા થોડો વખત રા શાહની શાળામા શિક્ષક તરીકે કાર્ય કર્યું હતુ ત્યારપછી તેઓ મ્યુનીસીપાલીટીની નોકરીમા જોડાયા અને સેક્રટરી થયા તે અરસામા એમની તબીયેત બગડી આવી અને સને ૧૯૧૫મા તેઓએ દેહ છોડયો રા જમીયતરામ પેમાસ્તરની સાથે પણ શિશુવયથીજ મિત્રાચારી બધાયલી તેઓ ગ શાહ માટે ઘણી લાગણી ધરાવતા, અને હજુ સુધી રા શાહના કુટુબ પ્રત્યે તેવોજ સ્નેહ ભાવ રાખી રહ્યા છે ગ બ્રીજમોહનદાસ વેપારી એમના બાળસ્નેહી હતા અને સને ૧૯૦૯મા તેમના અવસાન પછી તેમની મીલકતનો વહીવટ અને કાર્યભાર રા શાહ કરતા તે સબધી ઉપર ઉલ્લેખ કર્યો છે રા જેકીસનદાસ વીજભુખણદાસ વેપારી પણ એમના અગત મિત્ર અને બાળસ્નેહી હતા તેઓ રેવન્યુખાતામા હેડ એકાઉન્ટન્ટની જગ્યા સુધી પહોચી હાલ રીટાયર્ડ થઇ સુરતમા વાનપ્રસ્થ જીવન ગાળે છે રા શાહની જીદગીના પાછલા ભાગમા બીજા મિત્રોના અવસાનને લીધે અને રા જેકીસનદાસ એમની નિકટ હોવાથી તેઓ એમના ગાઢા પરિચયમા આવ્યા હતા, અને મરહુમ ઘણી વખત પોતાના મનની મુઝવણો એમનેજ કહેતા 'ગુજરાત મિત્ર'ના માલેક અને અધિપતિ મરહુમ શેઠ હોરમસજી

જમશેદજી રા શાહના ખાસ સ્નેહી હતા મી હોરમસજીના પારસી મિત્રો કરતા હિન્દુ મિત્રોની સખ્યા વધારે હતી અને આ હિન્દુ મિત્રોમા રા શાહ મુખ્ય હતા ગુજરાતમિત્ર' ચલાવવામા રા શાહ મી હોરમસજીને બહુ કીમતી મદદ કરતા મી હોરમસજીના સને ૧૯૧૦મા થયલા અવસાનથી રા શાહને સખત આઘાત થયો હતો મિત્રના અવસાન પછી પણ પોતાનુ કર્તવ્ય સમજી મહરહુ પત્ર ચલાવવામા રા શાહ પહેલા કરતા પણ વધુ મહેનત કરતા

બારડોલી તાલુકાના ગામ મોતાના રહીશ રા વસતરામ જીવણરામ ભટ્ટ મરહુમ શાહના બાળસ્નેહી હતા તેઓ મુબઈની હાઈકોર્ટના આસીસ્ટટ રજીસ્ટ્રાર હતા અને મુબાઈ બાત સોસાયટી માટે ફડ એકઠુ કરવામા રા શાહને સારી મદદ કરી હતી તેઓ રીટાયર્ડ થઈ હાલ મોતામા વાનપ્રસ્થ જીવન ગાળે છે અને હજુ સુધી રા શાહના કુટુબ સાથે ઘણો સારો સબધ રાખી રહ્યા છે રા ડાહ્યાભાઈ નારણદાસ ચોખાવાળા સાથે રા શાહને ગાઢી મિત્રાચારી હતી તેઓ હાલ મુબઈમા મેસર્સ માળવી મોદી રણછોડદાસ એન્ડ હીરાલાલ સોલીસીટર્સની જાણીતી પેઢીમા મેનેજીગ કલાર્ક છે તેઓએ પણ રા શાહને સ્કુલ અને સોસાયટી માટે ફડ એકઠુ કરવામા કીમતી મદદ કરી હતી

રા શાહને તેના દુષ્કર કાર્યમા ઉત્સાહ આપનાર પ્રેરક બળ મોટે અશે એમની અચળ આત્મશ્રદ્ધા સિવાય બીજુ કાંઈ ન હતુ ઇશ્વરના રાજ્યમા ન્યાય છે અને ઘણીવાર

ઈશ્વરના નિયમનુ જ્ઞાન ન હોવાથીજ, ન્યાય અન્યાય જેવા દીસે છે આવી એમની દૃઢ માન્યતાથીજ વિકટ પ્રસગોમા પણ ધૈર્ય રાખી શક્યા એ આપણે ઉપર જોઈ ગયા છીએ સત્યને સહાય કરનારી જગતમા પ્રવર્તેલી વ્યવસ્થાપક સત્તાપર સપૂર્ણ વિશ્વાસ રાખી સ્વ શાહે આગ્રહપૂર્વક પોતાનુ કાર્ય ધપાવ્યુ અને આખરે તેજ સત્તાએ તેમને યશ આપ્યો શ્રદ્ધા પ્રતિકુળ સજોગોને અનુકુળ બનાવે છે, નિર્બળને બળ આપે છે, નિરાશાને સ્થળે આશા આણે છે

'શ્રદ્ધા સકળ સુખ મૂળ છે
શ્રદ્ધા વિના બધુ ધૂળ છે'

સ ગાહના સ્વાર્થત્યાગ વિશે વધુ લખવાની જરૂર જણાતી નથી વાચકને હવે તેનો સપૂર્ણ ખ્યાલ આવ્યો હશે તેમ છતા આ લઘુ નિબધ પૂરો કરતા પહેલા એક વધારાનુ ઉદાહરણ આપવુ આવશ્યક ગણુ છુ —એમણે શાળા–યજ્ઞમા પોતાના સર્વસ્વની આહુતી આપી છતા યજ્ઞની પરિપૂર્ણતા માટે વિશેષ આહુતીની જરૂર જણાતા પોતાના અર્ધાંગના ના જર હોમતા તેઓ અચકાયા નહિ શ્રીમતી ચદાગવરીનુ પલ્લુ પણ છેવટે શાળા–યજ્ઞમા હોમવુ પડયુ જેમ 'પૅલીસી, ધ પોટરે અમુક જાતના એનેમલ (Enamel)ની શોધ કરવાના પ્રયોગ વખતે ભઠ્ઠીમા વિશેષ બળતણની જરૂર જણાતા અને તે બળતણ ખરીદવા તે અશક્તિમાન હોવાથી પોતાના ઘરનુ ફર્નીચર બળતણ તરીકે વાપર્યુ તેમ શા

શાહે શાળા–ભઠ્ઠી ચાલુ રાખવા પોતાની અર્ધાંગનાના દાગી-નાનો ઉપયોગ કીધો 'પૅલીસી, ધ પોટર' એક નવિન વસ્તુ શોધક તરીકે પ્રખ્યાત થયો અને ધનાઢ્ય બન્યો આપણા સુરત નિવાસી 'પૅલીસી' ધનાઢ્ય તો ન થયા પણ સારી ખ્યાતી મેળવી શકયા

સ્વ શાહના શરીરનો બાંધો એકવડો અને નાજુક હતો એ આગળ જણાવેલુ છે આવા નાજુકશરીરને જ્યારે કામનો બોજો ગજા ઉપરાંત ઉઠાવવો પડે ત્યારે શરીર–શાસ્ત્રના નિયમનો ઉલ્લઘન થવાથી કૃશ શરીર વધારે નબળુ થાય અને મગજના જ્ઞાનતતુની નિર્બળતાના પરીણામે પોતાની પ્રસન્નતા ગુમાવે એ કુદરતી નિયમ છે ગ શાહના સબધમા તેમજ બન્યુ અવસાન પહેલા થોડો સમય જ્ઞાન–તતુ નિર્બળતાની અસર એટલી બધી જણાતી હતી કે કોઇક વખત નાની સરખી બાબતમા એમના મગજનુ સમતોલપણુ જતુ રહેતુ અથાગ શ્રમના બોજાને લીધે એમની વિરૂદ્ધ ટીકા સહન કરવાની એમની શક્તિ ક્ષીણ થઇ ગઇ હતી અને તેથી લેશ પણ કટુવાણીથી એમનુ મગજ ઉશ્કેરાતુ, અને તે શબ્દ ઘણો વખત સુધી શલ્ય પેઠે એમને સાલ્યા કરતો આ પ્રકૃતિને લીધે જ્યારથી એમને અતિ રૂચિકર નહિ એવી કોલેજ યોજનાનો આરભ થયો, ત્યારથી એમના મગજને વિશેષ ઘસારો પહોચવા લાગ્યો અને એમ કહીએ તો ખોટુ નથી કે એમનુ અકાળ અને અચાનક અવસાન મોટે અશે એ ઘસારાનુ પરિણામ હતુ

પક્ષપાત અયોગ્ય કામ કરાવે છે આ વાત રા શાહને સુદઢ થયલી હોવાથી પોતાની જીદગીના નાનામા નાનાથી મોટામા મોટા તમામ કાર્યમા તેઓ નિષ્પક્ષપાતથી વર્તતા પોતાના મિત્ર અથવા સ્નેહીના લાભાર્થે અન્યને હાનિ થાય એ તેમને અસહ્ય લાગતુ તેથી તેઓ તેમ કોઇપણ પ્રસગે થવા દેતા નહિ ન્યાય, અદલ ઇન્સાફ એમનો મુદ્રાલેખ હતો અને તે પ્રમાણે પોતાનુ વતન રાખતા એટલુજ નહિ પણ બીજાઓ તેથી વિરૂદ્ધ ન વર્તે તે માટે ઘણોજ પ્રયાસ કરતા આ ગુણને લીધેજ એમના મદદનીશો તેમજ અન્ય સ્નેહીભાઇઓ એમના તરફ સદ્ભાવ અને માનની દૃષ્ટિથી જોતા અને "Like Cæsar's wife, he was above suspicion" એમ તેઓ માનતા

આજીવિકા માટે પ્રચલિત નાના ધધામા શિક્ષકનો ધધો જેટલો નિર્દોષ છે તેટલોજ ઉત્કૃષ્ટ છે એ ધધામા રહી ધનિક થવાની આશા રાખવી એ ખપુષ્પ લેવા સમાન છે થોડાથી સતોષ પામી યુવકોને બોધ આપી સદ્ગૃહસ્થના લક્ષણ યુક્ત કરવાના ઉચ્ચ કાર્યમા જીવન ગાળવાની ઇચ્છા રાખનાર આ ધધાને દીપાવી શકે સોલી-સીટર, બેરીસ્ટર, પોલીસ અમલદાર, રેવન્યુ અધિકારી વગેરે લોકોમા ભયયુક્ત માન મેળવી શકે શિક્ષક ભય ઉપજાવી શકતો નથી તેમ ઉપરોક્તના જેવુ માન પણ પ્રાપ્ત કરતો નથી વસ્તુસ્થિતિ આવી હોવા છતા કોઇ કોઈ શિક્ષક પોતાના આદર્શભૂત જીવનથી ભય રહિત માન મેળવી શકે છે તેવા ગુરૂઓ પૈકી સ્વ શાહ હતા એમ કહેવુ એ અતિશયોક્તિ નથી

'One crowded hour of glorious life
Is worth an age without a name"

'He can not be said to have died prematurely whose work is done"

વિધાતાએ નિર્માણ કરેલા મનુષ્ય જીવનના ૧૦૦ વર્ષ માથી માત્ર અર્ધભાગ આ પૃથ્વીપર વ્યતીત કરી મી શાહે સ્વર્ગ પ્રયાણ કર્યુ તેમનો સ્થુળ દેહ આજે આપણી સમક્ષ નથી, પરતુ તેમણે આદરેલા ઉચ્ચ આશય યુક્ત કાર્યોમા તેમનુ યશ–શરીર અદ્યાપિ વિદ્યમાન છે, અને દીર્ઘકાળ પર્યન્ત રહેશે એટલે તેઓ જાતે વિદ્યમાન છે એમ માનવુ શુ ખોટુ છે? મનુષ્યનુ આયુષ્ય તેણે આ દુનિયામા ગાળેલા વર્ષપરથી દીર્ઘ યા અલ્પ ગણવાનુ નથી પણ તેણે કરેલા શુભ કાર્યથી તેનુ માપ થઈ શકે છે આ રીતે જોતા મી શાહ દીર્ઘાયુ છે શ્રીમત શકરાચાર્ય, એલેકઝાન્ડર શિવાજી આદી મહાન વ્યક્તિઓ પોતાનુ કાર્ય કરી ૩૨થી ૫૨ વર્ષ સુધીમા દેહાવસાન પામ્યા હતા પણ તેમના કાર્ય રૂપે તેઓ વિદ્યમાન ગણી શકાય તેમજ મી શાહ પણ આપણને છોડી ગયા નથી એમનો આત્મા એમણે પોતાની પાછળ મૂકેલા કાર્યમા પ્રેરણા કરનાર, ઉત્સાહ અર્પનાર, અને સતત બળ પ્રદાયક છે એ કોણ ના પાડી શકશે?

આત્મભોગ અને તેને પરીણામે પ્રાપ્ત કરેલી ઉજ્વળ કીર્તિનુ ઉદાહરણ રા શાહ પોતાની પાછળ મૂકી ગયા છે તે અનેક યુવકને પ્રોત્સાહન માટે અમૂલ્ય છે એમનુ જીવન સિદ્ધ કરે છે કે જ્યા અમુક શુભ કાર્ય સાધવાનો દૃઢ

નિશ્ચય હોય ત્યાં મુશ્કેલીઓનું કાંઈ ચાલતું નથી, વિઘ્નો વિલય પામે છે, દુશ્કર્તા ઠરી જાય છે, પ્રતિકુળ સંજોગો અનુકુળ બને છે, અને અંતે વિજય પુષ્પમાળ પ્રયત્ન આદરનારને વિભૂષિત કરે છે આ અને ઇતર દેશના મહાન પુરૂષો એજ ઉપદેશ આપી ગયા છે અને તેને અનુસરનાર સર્વ લોક અંતે યશ પામે છે

પ્રિય પાઠક! જો તેં એમ આશા રાખી હોય કે આ સંક્ષિપ્ત જીવનવૃત્તમાં અનેક અવનવા બનાવો મનને ચકિત કરી નાખે એવા ઉપરા છાપરી સંજોગો અને કાદંબરી'મા દૃષ્ટિગોચર થતી હૃદય દ્રાવક બીનાઓ વાચવાની મળશે તો નિશંક તું નિરાશ થયો હોઈશ કારણકે શ્રીયુત શાહ કોઈ સભાને ડ્રજાવનાર વક્તા કે રાજનિતિજ્ઞ, આજે અમીર અને કાલે ફકીર બનનાર આજે ભીખારી અને કાલે શાહજાદા થનાર સાહસિક પુરૂષ ન હતા એમની જીંદગી તો Goldsmith કવિએ 'Deserted village મા વર્ણવેલા ધર્મગુરૂકે વિદ્યાગુરૂની પેઠે, એક સરખી પદ્ધતિથી પસાર થઈ હતી, એમાં અનેરા બનાવો શા હોઈ શકે? એક ધ્યેય અને તેની પ્રાપ્તિ માટે સતત અવિરામ ઉદ્યોગ આજ એમના જીવન સૂત્રો એમણે તો ઉપર્યુક્ત Village Parsonની પેઠે

Has never changed nor wished to change his place,
Unpractised he to fawn or seek for power,
By doctrines fashioned to the varying hour,
Far other aims his heart had learnt to prize
More skilled to raise the wretched than to rise

આવા નિર્માની, એકમાર્ગી અને સરળરીતવાળા સજ્જનની જીવન રૂપરેખા આ ચચળ અને જાગ્રત જમાનામા નિરસ લાગવાનો ભય રહે છે પણ તેથી શુ! એમા પડ પાછળ ગુપ્ત રહેલા સિદ્ધાતો, પ્રત્યક્ષ જણાતા ઉચ્ચ આદર્શ અને લોક કલ્યાણની અનુપમવૃત્તિ અનુકરણીય સાદાઇ એ શુ ઓછુ બોધપ્રદ છે? પૂના શહેર જેમ તેમના આપ્ટે, ટિલક અને ગોખલે માટે મગરૂર થઇ શકે છે તેમજ ગુજરાત અને ખાસ કરીને સુરત શહેર તેના **'શાહ માસ્તર'** માટે ગર્વ લાવી શકે ગુજરાતના ઉછરતા અને શિક્ષણ પામતા અનેક યુવકોમાથી બહુ નહિ તો માત્ર એક ડઝન શાહ માસ્તરને પગલે ચાલનાર નીકળે તો તેમા આ લઘુ લેખનુ સાફલ્ય છે શુ ગુજરાત મુખ્યત્વે કરીને વાણિજ્ય અને કૃષિ માટે સુવિખ્યાત ગુજરાત-વિદ્યાનુ ધામ અને કળાનુ ક્ષેત્ર નહિ બનશે? આશા છે કે એવો સમય સમીપ છે છેવટે એટલુજ ઇચ્છીશ કે આ લઘુ પુસ્તક એક કરોડ ગુજરાતીઓમાથી માત્ર થોડાને પણ કાર્ય દિશા બતાવવામા સફળ નીવડે અને રા શાહના ઉચ્ચ આદર્શોનો અનુયાયી બનાવ અસ્તુ

A lily of a day is fairer far in May,
In small measure life may perfect be

